# ગુલબંકાવળીની વારતા.

કવિ કૃષ્ણદાસની બનાવેલી

દોહરા ચોપાઈ તથા છપા સાથે.

છપાવી પ્રસિદ્ધ કરનાર

બુકશેલર જગજીવન દલપત.

આવૃત્તિ ૨ જી.



अमदावाद:

ખાડિયામાં અમૃતલાલના મહાદેવમાં 'હિતેચ્છુ' પ્રેસમાં પટેલ જેશંગ મુળજીએ છાપી.

સને ૧૮૮૦—સંવત ૧૯૩૬

કીમત રૂ. ૧) એક.

# ગુલબંકાવલીની વાર્તા*

સર્વ સાખીઝા દેશીઓને વાંચવા
સારૂ.

**બુકશેલર જગજીવન દલપતે**

છપાવી પ્રસિદ્ધ કરી.

આવૃત્તિ ૨ જી.



**अमदावाद:**

ખાડિયામાં અમરતલાલના મહાલ્લમાં 'હિતે-
ચ્છુ' પ્રેસમાં પટેલ નેશંગ મૂળજીએ
છાપી.

**સને ૧૮૮૦—સંવત ૧૯૩૬**

કીંમત રૂ ૧) એક.

# ગુલબંકાવળીની વાર્તા*

## મંગળાચરણ.

### દોહરા.

શ્રી ગણપતી આરાધીએ, પુંજુ બેઉ કરજોડ;
સહુ માગો કરી કરૂણા કરો, કોડમાં દેશો ખોડ. ૧
સરસ્વતી મા કલ્યાણ કરો, વાણી આપો શુધ્ધ;
ઓછું અરૂ તેતો નથી, કૃપા તમારી બુધ્ધ. ૨
પ્રથમ ઇષ્ટદેવને પરણમું, જેની મુજપર સહાય;
કરૂણા કરો હું કરગરૂ, આ ગ્રંથ ચાલતો થાય. ૩

### ચોપાઈ.

સોરકસતાંન નામે એક ગામ, જલદસંગ રાજાનું નામ;
રાજ ચલાવે રૂડી પેર, ઘણી અલખત છે તેને ઘેર.
વરણ અઢારે વાસો રહે, શોભા ઇંદ્રના સરખી લહે;
રાજાને પ્રધાનજ સહી, તે પણ અતી ડાહ્યા છે તહી.

તે રાજાને રાણી એક, તેહ તણો શું કહું વિવેક;
તેને પુત્ર પ્રગટયા ત્યાં ચાર, તેની શોભાનો નહી પાર.
ફરી પુત્ર જન્મ્યો છે એક, તેના લેખ કરયા વીવેક;
જોશીએ રાજાને કહ્યું, તે લેખમાં એક કઉતક થયું.

ત્યારે રાજા બોલ્યા વાણ, કહો જોશીજી ચતુર સુજાણ;
ત્યારે જોશીજી કહે રાય, તેહ લેખનો કહું મહીમાય.
પુત્રનું મુખ જોશો જાહરે, આંખે અંધ થશો તાહરે;
ત્યારે રાજા ચમકયો મન, જોશી કહે તે સત વચન.

### દોહરા.

રાએ વજીર તેડાવીઓ, કહી માંડીને વાત;
કહો વજીર હવે શું થશે, કાજ શું કરવું ભ્રાત. ૧
પુત્રનું મુખ જોવું નહી, શું છે પુત્રનું કામ;
મુકો એને વન જઇ, ના આવે આ ઠામ. ૨

વજીર તમે ચોકી કરો, ન મુકશો વીલો એહ;
જાળવજો જુગતે કરી, સાચું કહું છું તેહ. ૩
વજીર ત્યાંથી સંચરયો, ગયો તે વન મોઝાર;
બાર ગઉ પર જઇ રહ્યા, જતન કરતા તે અપાર. ૪

### ચોપાઇ.

એ વાત તો અહીંથી રહી, ઘેર રાજાની શી ગત થઇ;

વજીર ગયા પછી શું થયું, પેર તેની પ્રીતે લહુ.
એક સમે પોતે રાજન, નીકળા મીજબાનીએ વન;
ભુપ બેઠા વાડીમાં જઇ, ખાનપાન કરે છે સહી.

પછી નીકલ્યો મરગિયા તે બાહાર, સાથી પોતે તેડચા સાર;
સાથે સાથી તેને સહી, શીકાર રમવાની ઇરછા થઇ.
મરઘ દીઠું એક વન મોજાર, સાંધ્યું બાણ મુકયો તેખાર;
જાણે ઘાયલ કરૂં આંચો લાગ, નાસે હરણ તેનો નહિ તાગ.

પુંઠે તે મુકયો તોખાર, નાસે વન કેરી મોજાર;
સાથી સહુ પછવાડે રહ્યા, રાજા હરણી પુંઠે ગયા.
સાત જોજન તે નાઠું જાણ, તેહ હરણના લીધા પ્રાણ;
અસ્વ રાખ્યો ઉભો તે ઠામ, થઇ ગયું રાજાનું કામ.

પુત્ર પાંચમો તાજલ નામ, જેણે નીજ તજાવ્યું ગામ;
મુખ જોએ તે અંધજ થાય, જાણી કાહાઢ્યા જંગલ માંય.
એક દીવસ પ્રધાનજ સહી, શીખનાં વચન કુંવરને કહી;
તેથી ક્રોધ ચઢાવી કરી, આવ્યો સુત વન ભમતો ફરી.

તેતો જોગ આવીને મળ્યા, લખ્યા લેખ ટળે નહી ટાળચા;
દીઠો આવતો રાજકુમાર, જાણે બીજો ઇંદ્ર અવતાર.
ધન્ય ધન્ય એ જનુની તન, જેની કુખથી થયું રતન;
દ્રષ્ટ ભરી જોઓ જેટલે, રાજા અંધ થયો તેટલે.

## છપા.

ટળશે ભુંડી ભુખ, કંઇક ઉદ્યમ કરવાથી;
ટળશે શતનો ભેદ, દેશ પરદેશ ગયાથી;
ટળશે દેહમાં રોગ, રોજ ઓશડ કરવાથી;
ટળશે દુરબલ દેહ અહો, જપ તપ આચરવાથી;
પુન્યે તો પાપ ટળે સહી, માહાજનો કહે છે કથી;
કવીજન મુખ વાણી કહે, લખ્યા લેખ ટળતા નથી. ૧

જાય જોરાવર સરણ, મેરૂ ઉપર જઇ બેસે;
બેસે ગીર ગફાય, જાય દેશ કે વિદેશે;
પેસે જો પાતાળ, આપ આકાશે જાય;
જાય ઇશને શરણ, રહે વચે દળ માંય;
જોગી થઇ જંગલમાં ભમે, અનેક ઉપાય કરે મથી;
કવીજન કહે સત કરી માનજો, લખ્યા લેખ ટળતા નથી. ૨

## દુહા.

પુત્ર જાણે કોઇ રાજાનો, રાય જાણે રાજકુમાર;
દ્રષ્ટે દ્રષ્ટ બેઉની મળી, ત્યાંથી આવ્યો અસવાર. ૧
નજર ભરીને નીહાળીયું, અંધ થયો ત્યાં રાય;

લખ્યા લેખ આવી મળ્યા, શાસ્ત્ર ખોટાં કેમ થાય. ૨
રાજાએ મન વીચારીયું, એ સુત મહારો જાણ;
જોશીએ કહ્યું નિશચે થયું, મેં નિરચે કરયું પ્રમાણ. ૩
શોકાતુર મનમાં થયો, તેહને દુખ તણો નહી પાર;
જાવા મારગ સુજે નહી, વજીર આવ્યો તે ઠાર. ૪
પ્રધાન જે પોતા તણો, બુધ બળ જેનું નામ;
પુત્રને સોધવા નીસર્યો, આવી પોરચો તે ઠામ. ૫
આવીને ઉભો રહ્યો, કરી ડંડ પરણામ;
રાજા કાંઈ નથી દેખતા, વીચારયું તે ઠામ. ૬
રાજા કેમ નથી બોલતા, મેં તમને કર્યા પરણામ;
તમને અડસટે ઓળખ્યા, કયાંથી આવ્યા આ ઠામ. ૭
રાજા કહે શું બોલીએ, અંધ થયો હું જાણ;
રાજકુંવર હોઠા અહી, તેહ પુત્ર નીરવાણ. ૮
છુટા કેમ તમે મુકીયા, કેમ એકલા આવ્યા અહી;
મારી શીખામણ માની નહી, મને અંધ કીધો સહી. ૯
શોકાતુર સરવે થયા, સુણી આવાં વચન;
પછે તેડી આવ્યા પુર વીષે, સેના સહીત રાજન. ૧૦
વારતા ચાલી પુર વીષે, પામ્યા સરવે દુખ;
પાપો પુત્ર પેદા થયો, દીઠું તેનું મુખ. ૧૧
ત્રાહે ત્રાહે સહુકો કરે, વરણ અરાઢે લોક;
નિંદા કરે સઉ પુત્રની, ધરે છે મનમાં શોક. ૧૨
રાજા ચાલી ઘેર ગયો, તેને દુખ તણો નહી પાર;
ભરી સભામાં બેઠા સહી, સરવે કર્યા જુહાર. ૧૩
જોશી પંડીતને વેદીયા, વઈદને વીપ્ર અપાર;
આસરવાદ દીધા સહી, મુખ બોલ્યો તે ઠાર. ૧૪
શાસ્ત્ર વચન સાચાં થયાં, અંધ થયો હું આંય;
પાછાં નેત્ર આવે મુને, એવો છે ઉપાય. ૧૫
ત્યારે વીપ્ર સહુ બોલિયા, વઈદક સાસ્ત્રનું ઠામ;
પુછો તેડી ધનવંતરી, તે પુરે મન હામ. ૧૬

ચોપાઈ.

વચન વીપ્રનાં મનમાં ધરી, વઈદ સભા રાજાએ કરી;
મુલક મુલકના હકીમ જેહ, તેડાવ્યા સઉ આણી નેહ.
ભરી સભા સહુ બેઠા સાથ, રાજા બોલ્યો જોડી હાથ;
કયે પ્રકારે પામું આંખ, શાસ્ત્ર પ્રમાણે પુરો શાખ.
મારે ધનવંતરી સહુ તમો, નીશ્ચે કરીને બોલ્યા અમો;
એમ કહીને નામ્યું શીશ, ત્યારે વઈદ બોલ્યા દશ વીશ.

અનેક ઉપાય કરથી રાય, તોય આંખ સારી નવ થાય;
લખીત વાત એ નીસ્ચે થઇ, દેખતા કરનારી છે તહી.
ગુલબંકાવલી પુસ્પજ સાર, તે મળે તો થાય કરાર;
સાત જનમનો અંધો હોય, અડકે ફુલ કે નજરે જોય.

તે મળે તો કામજ થાય, બાકી બીજો નથી ઉપાય;
એવાં વઇદનાં સુણી વચન, હરખ્યું ઘણું રાજાનું મન.
ભાળ કરાવી અપરમપાર, સોધવા મોકલ્યા ઠારોઠાર;
જે લાવે બંકાવલી ભાળ, તે નરને હું કરૂં નાહાલ.

અખુંટ ભંડાર ભરાવું વાસ, વજીર કરીને રાખું પાસ;
સઘ્ર માણસ થયાં તઇયાર, સોધવા નીકલ્યા ઠારોઠાર.
પાહાડ પરવત જોયા બહુ ઠામ, પણ ન મળે બંકાવલી નામ;
પુરવ પછમ ઉતર દક્ષણ સહી, કાંઇ જોયામાં બાકી નહી.

નીરાસ થઇ પાછા આવીયા, કાંઇ ભાળ તો નથી લાવીયા;
લાચાર થઇ બેઠા સઉ સાથ, ત્યારે ઘસ્યા રાજાએ હાથ;
અરે દઇવ્ય આતે શું થયું, વઇદ વચન તો મીથ્યા ગયું.
હું કયાં જાઉ હવે શું કરૂં, દેહ ત્યાગ કરીને મરૂં;
અંધ ત્યારે ધોક અવતાર, લાચાર થઇ બોલ્યો તે ઠાર.

દોહરો.

લાચાર થઇ વાણી કહી, ત્યારે ઉઠયા સુત ચાર;
પાસે જઇ ઉભા રહ્યા, કરી તાતને જુહાર. ૧
બોરશીંગલ થાશું અમો, બત્રીસ લક્ષણા તન;
બંકાવલીને લાવીએ, મુખ બોલ્યા એમ વચન. ૨

ચતુરાઇએ સોધી લાવીશું, બોરશીંગણ થાશું તાત;
રજા આપો અમને તમો, બોલ્યા સભામાં વાત. ૩
રાજા કે હું અંધ થયો, વળી તમો જાવછો તન;
હવે ધીરજ કેમ ધરી સકું, કેમ વાળીસ મુજ મન. ૪

થોડા દીવસમાં આવશું, અમો નીસ્ચે કરીશું કામ;
માટે રજા આપો તમે, આ વેળા આ ઠામ. ૫
નથી આશરો બીજા તણો, સરવે બીચારા રાંક;
અમ વિના કામ થાય નહી, એ નીસચે આડો આંક. ૬

સભા સરવે વાણી વદે, એ બત્રીસ લક્ષણા તન;
લાવે તેમાં સંદેહ નહી, એમ બોલ્યા સરવે વચન. ૭
ધીર વીર માહા પ્રાક્રમી, બુધ શીરોમણ સાર.
એ ચતુરાઇથી પેદા કરે, એ ગુણ તણા ભંડાર. ૮

ત્યારે રાજાએ હીમત ધરી, બોલ્યા તેણે ઠામ;
લ્યો ખજાનો અતી ઘણો, શીઘ્ર કરો એ કામ.

હસ્તી પાંચ ઐરાવતી, ને પાંચસેં અસવાર;
ખજાનો આપ્યો અતી ઘણો, કહેતાં ન આવે પાર ૧૦
શુભ મહુરત જોઈ નીસરયા, કુચ મુકામે જાય;
એ વાત રહી એટલે, બીજો કહું મહીમાય, ૧૧

ચોપાઈ.

તાજલમુખને ખબર થઈ, પીતા અંધ થયો મુજને જોઈ;
તેની ચરચા મારે જોવી સહી, એ વાતમાં સંદેહ નહી.
માળ્યા જંગલમાં મુજને તાત, સાચી માની કુંવરે વાત;
ધીકાર પડયો માહારો અવતાર, મુજ શીર બેઠી મોટી ગાળ.
ધીકાર પડયું એ માહારૂં રૂપ, જઈને પડું હું મોટે કુપ;
શું મુખ લેઈને હું તે કરૂં, માટે વીખ ખાઈને મરૂં.
એ વીચાર કરે જેટલે, કાસદ એક આવ્યો તેટલે;
તેણે મુખથી વાણી કહી, રાજાના કુંવર આવ્યા છે અહી.
બંકાવળી લેવા કારણે, ઘર તજી નીકળ્યા બારણે;
તે મળે તો રૂડું થાય, આંખે દેખે રૂડો રાય.
એવાં વચન કાસદનાં સુણી, ખુશાલી વાધી મનમાં ઘણી;
વિચાર કરયો પોતાને મન, હું જઈ મળું મુજ બંધવ જન.
પુછી પાર તેનો લેઉં, તે પરમાણે પણ હું જાઉં;
તુરી ઉપર થયો અસવાર, મારયો ઘોડો નવ લાગી વાર.
મુકામ કરી રહયાછે જ્યાં, તાજલમુખ આવી પહોંચ્યો ત્યાં;
ઘોડા મધે ઘોડો થઈ, કોઈએ તેને ઓળખ્યો નહી.
એક સુઈયદ તેના લશકરમાં શહી, તેણે પુછયું કુંવરને જઈ:
કોણ છો તમો બાળેવેશ, કહો કેમ નીકળયા છો પરદેશ.
ત્યારે તે નર બોલ્યો બોલ, જાણે જીભ અમરતની તોલ;
પંથી મુસાફર છીએ અમો, પુછોછો તો સુણજો તમો.
નથી ભાઈ બંધવ સજન સાથ, તમશરણે આવ્યા ઝાલોહાથ;
ત્યારે સઈઅદ બોલ્યો શહી, ચિંતા ફિકર કરવી નહી.
સુખે રહો અમારી પાસ; લશકર સાનીધ કરજો વાસ.

દુહા.

એમ અરસપરસ વાતો કરે, રહ્યા તેની સાથ;
પ્રાતઃકાળે ત્યાં થકી, સેના સંગાથે જાય. ૧
ઘણા પંથ કાપ્યા સહી, એમ કરતાં આવ્યું ગામ;
ડેરા તંબુ તાણીઆ, નેકીધા સરવે મુકામ. ૨
તે નગરતણી શોભા ઘણી કહેતાં કહી નવ જાય;
નવ નવા મેહેલ શોભી રહયા, દીસે ઘણી શોભાય. ૩
રાજા ત્યાંનો સતવાદીઓ, પ્રજાતણો પ્રતીપાળ;

દુખ નહી તે દેશમાં, શોભા અપરંપાર. ૪
તારીફ સુણી એવી શેહેરની, હરખ્યા સહુ તે ઠામ;
ચારે ભાઈ તે ચતુરનર, જોવા ગયા તે ગામ. ૫
દરવાજા પોળને બારીઓ, ગલી કુંચી, બજાર;
જળહળ જોત ઝળકી રહી, સોભા ઠારોઠાર. ૬

જોતાં જોતાં આવીઆ, જયાંછે ભરચા બજાર;
ત્યાં એક મેહેલ દીઠો સહી, તેની શોભાનો નહી પાર. ૭
છજાં જરૂખાં રાવટી, મેણાકારી કામ.
ચક નાંખ્યો છે જરી તણો, જાણે ઇંદ્રપુરીનું ધામ. ૮

ઢોલ દીઠો એક બારણે, ત્યાં છે સુંદર કામ.
તે દેખી ચારે વિશમય થયા, કયાંઈ દીઠું ન આવું કામ.
ત્યાં સુંદર નાર એક અવતરી, ને ઊંચા બહુ આવાસ;
ચારે ભાઈ માહા ચતુર છે, પુછે તેડીને પાસ. ૯

આ મેહેલ છે કોણ તણો, કોણ છે એની જાત;
આ ઢોલ મુકયો શા કારણે, એ સંદેહ સરખી વાત. ૧૦

ચોપાઈ

એ રીતે ચારે બોલ્યા વાત, ત્યારે જોડયા પેલે હાથ;
એતો ગુણકા કેરૂં છે દ્વાર, રાજદ્વારથી સોભા સાર.
દેવાંગના છે સુંદર રૂપ, નાગકન્યાથી શોભા અનુપ;
પદમની હંસની ચંતની નાર, તેને ગણતી નથી લગાર.
જાણે જળકે જળહળ જોત, ઉદોકાર શોભે ઉદ્યોત;

મોહની રૂપ છે સુંદરી, પૃથવી ઉપર એક અવતરી.
લાખી ગુણકા એનું નામ, ઘેહેલું કીધુ સઘળું ગામ;
લાખ રૂપઈઆ આપે જેહ, મુખ વિનતાનું નિરખે તેહ.
પ્રથમ દ્રવ્યના ઢગલા કરે, પછે ડાંડીઆ કરમાં ધરે;
એક લાખનો એકજ નાદ, વિનતાને કાને પડે સાદ.

સુણી નાદને દેછે માન, દાશી સાથે મોકલેછે પાન;
તેડી જાય છે મેલની માંહી, જે કહેશે તે કરશે તાંહી.
દ્રવ્ય હોય તો નાદજ કરો, નહી તો મારગમાં પરવરો;
એવાં દાસનાં સુણી વચન, વીચાર કરવા લાગ્યા મન.
એટલો તોર રાખે સુંદરી, જોવી એને નજરે ભરી;

લાખ રૂપિઆનો એકજ ઢોલ, તે પ્રમાણે જોવું તોલ.
પાસે દ્રવ્ય તેને શાની વાર, ચાર ઢગલા કરયા તે ઠાર ;
પછી ડાંણીઆ લીધાછે હાથ, અવાજ કરયા ચારે જણે સાથ.
લશકર પડયું પાદરે શહી, ચારે આવ્યા ગુણકાને તહી;
તાજલખ રહ્યા લશકરની પાસ, ચારે આવ્યા ગુણકાનેવાસ.

દુહા.

કીધા નાદ ચારે જણે, થયું વિનતાને જાણ;
પ્રસન થઈ ઘણું કામની, બોલી મુખે વાણ. ૧

કો નર આવી પોહોચ્યા સહી, દાશી તો જઈ માન;
તેડી લાવો મુજ આગળે, આપો ફોફળ પાન. ૨

એવાં વચન દાશી સુણી, ઉતરી તેણીવાર;
સોળ સજ્યા છે શોભતા, શોભાનો નહી પાર ૩

જુહાર કરયા નીચી વળી, બોલી મુખથી વાણ;
ભલે પધારયા રાજવી, છોજી ચતુરસુજાણ. ૪

શેઠાણી માગી તેડે સહી, તેણે મોકલ્યાં બીડાં પાન;
ચતુરને ચતુર મળે, એમ કહીને દીધું માન. ૫

તેડી ગઈ તે તારૂણી, ચારે ચતુર સુજાણ.
બેઠક મધે લાવી સહી, ત્યાં શોભે ઉદયો ભાણ; ૬

પાટ પરવાળી તણો, જડીત હિંડોળા ચાર.
એ વીશકરમાએ રચના રચી, ઘણી શોભાનો નહિ પાર; ૭

જેવી કાને શુણી હતી, તેવી શુંદર નાર.
મરગાનેણી કટી કેસરી, સોમે સકુલ અવતાર;
જાણે વીજળી જબકી રહી, વદન કમળ આકાર. ૮

ઘણી ચપળતા નારની, બુધ તણી ભંડાર;
સોલ વરસની સુંદરી, દેખે છે ચતુર નર ચાર. ૯

વીનતા ઉઠી ઉભી થઈ, બોલી હાસ વચન;
ભલે આવ્યા પૃથવી પતી, ઘણું રીઝું મારૂં મન. ૧૦

ચોપાઈ.

વીનતા ઉઠી ઊભી થઈ, જોતાં ચારની સુધ નવ રહી;
આપી ખુરશી દીધાં માન, તે વીનતાએ આપ્યાં પાન.
કંઠે નેત્ર ચપળતા કરી, ચીત ચારેનાં લીધાં હરી;
ચારે ચતુરાઈ ભુલી ગયા, જોઈ વીનતાને વ્યાકુળ થયા.
વીનતા બોલી મધુરી વાણ, ભલે પધારયા ચતુર સુજાણ;
કાંઈ આગ્ના હમને દીજીએ, તમે કહો તે અમો કીજીએ.
એવાં વચન વીનતાનાં સુણી, ચારે જણે વાણી ભણી;
લાખ રૂપીઆ લો છો તમો, તે કારણ પૂછીએ અમો.
ત્યારે વીનતા બોલી વાણ, સુણજો ચારે ચતુર સુજાણ;
માહારે રમત રમવાના કોડ, પરણું પેહેલી નરશું હોડ.
ચોસાર તણી રમત છે જેહ, રમત રમવી આણી નેહ;
જો નર હારે આ ઠાર, તો તો કાઢો મુકું બહાર.
હારે તો દરવ્ય મુકીને જાય, જીતે તો મુજ સ્વામી થાય;

બત્રીસ લક્ષણ તેનું છે કામ, મુરખ શું સમજે આ ઠામ.
એવાં વચન વીનતાનાં સુણી, વીમાસણ થઈ ચારેને ઘણી;
ગમે તેવી પણ આખર નાર, એને જીતતાં કેટલીવાર.
વારાફરતી રમશે આંઈ, જે જીતશે તે વરસે સઈ;
એવો મનમાં કરચો વીચાર, માંડી બાજી નવ લાગી વાર.

દુહા.

માંડયા પાટ કંચન તણા, ચતુરંગી સોગઠી સાર;
વીનતાએ ત્યાં મુકીયા, આવીને બેઠી નાર. ૧
ખીલાડીને શીર દીપક ધરયા, પછે બોલી મુખથી વાણ;
હવે વારાફરતી રમો સહી, તમો છો ચતુર સુજાણ. ૨
જીતે તેની હું તારૂણી, હારે તેના લેઉ દામ;
એમ કહી બેઠી સહી, વીનતા તેણે ઠામ. ૩
એવાં વચન વીનતાનાં સુણી, રીસ ચડી અપાર;
તે મધેથી એક ઊઠીઓ, બેઠો સનમુખ નાર. ૪
ઘણે ઠેકાણે ફરયા તમો, તે આંજ મુકશો મામ;
એમ કહી પાસા ગ્રહ્યા, નાંખ્યા તેણે ઠામ. ૫
સાચવે નજર એક એકની, નાંખ્યા દઈ દાવ;
ચાતુરી ચલાવે ચોગણી, રાખી મનમાં ભાવ. ૬
ગમે તેવી કરે ચાતુરી, પણ પડે છે અવળા દાવ;
વીનતાની ત્યાં થઈ જીત, તેને હયડે હરખ ન માય. ૭
એક હાથ બાકી રહયો, જો પડે પાસા પોબાર;
તોતો જીતે તારૂણી, હારે રાજકુમાર. ૮

ચોપાઈ.

પડ્યા પોબારને જીતી નાર, રાજકુંવર હારયા તે ઠાર;
ઉતરી ગયું પછે મુખનું નીર, આઘો જઈને બેસો વીર.
બીજો બાંધવ ઉઠયો શહી, વીનતા સનમુખ બેઠો જઈ.
તેણે પાસા લીધા હાથ, રમવા લાગ્યો વીનતાની સાથ.
તે પણ હારયો જોતાં સહી, તેની હુંશ પણ પોતી નહી;
ત્યારે ત્રીજો બોલ્યો વાણ, ઉઠી બેઠો ચતુરસુજાણ.
મુજને કોઈ જીતી ન જાય, નથી સુંઠ ખાધી કોની માય.
એમ કહીને પાસા લીધ, રમત હતી તે જારી કીધ.
ઘણી ચાતુરી કીધી સાર, તે પણ હારયા ન લાગી વાર.
ચોથાએ ચતુરાઈ બહુ કરી, તે પણ જીતીલીધો સુંદરી.
ચારે નરનાં ઉતરયાં માન, હળવાં પડ્યાં જેમ પીંપળપાન;
રાંડના જીત્યા જાશું ક્યાંક, હસસે પુરના સઘળા લોક.
એવો મનમાં કરચો વીચાર, ફરી રમવા માંડયું તે નાર;

અચાર લાખની પાડી હોડ, સોળ લાખ ભરચા તે ઠોર.
સોલ ચારને લાવે શહી, નહી તો થોળની આશા નહિ.
એમ વિચારી પોતાને મન, રમવાને બેઠા તે દીન;
વારા ફરતી હારચા ચાર, જીતી ગુણકા નવ લાગી વાર.

હારચા જુગારી બમણું રમે, બુધી ભરષ્ટ થઇ તે સમે;
વળી મનમાં કરચો વીચાર, વીનતા પ્રતે બોલ્યા ચાર.
હાથી ઘોડા ધનને માલ, લખી આપ્યું તેણે તતકાળ;
હારીએ તો સરવે દીજીએ, જીતીએ તો તારણી કીજીએ.

એમ કહી રમ્યા તે ઠાર, તે પણ જીતી લીધુ નાર;
કાંઇ હોડ કાઢો આ ઠારે, નહીતો મેહેલેથી નીકળો બહાર.
સુણી વચનને લાગ્યું દૂખ, બોલ્યા ચાર જણા તે મુખ;
ચોથી રમત રમીએ અમો, કરીએ હોડ તે સુણજો તમો.

જો હારીએ તો થઇએ ગુલામ, નહીતો તને કરીએ એ ઠામ;
એમ કહીને રમીઆ તહી, વીનતા તે પણ જીતી ગઇ.
ઝાંખા થઇને બેઠા તહી, પછી વીનતાએ વાણી કહી.

દુહા.

હારચા ચારે ચતુર નર, હાથી ઘોડા ધનને માલ;
ગુલામખત લખી આપીયું, પછે કેદ કરચા તે ઠામ. ૧
ગઇ વાત તે ગાંદરે, લશકર પડયું તે ઠાર;
હારચા ચારે રાજવી, જીતી ગુણકા નાર. ૨
ગુલામ થઇ તે તો રહ્યા, નવ પોતી મનની આશ;
એકે અરથ સરચો નહી, છેક થયા નીરાશ. ૩

એવી વાત સરવે સુણી, પામ્યા મનમાં દૂખ;
નાઠું લસકર તાંહાં થકી, ઊતરચાં સરવનાં મુખ. ૪
તાજલમુખ રહ્યો એકલો, બાકીએ તજીયું ઠામ;
દુખ ધરી મનમાં રહ્યો, શું કરવું હવે કામ. ૫
નામ ખોયું ચારે બંધવે, લગાડી કુળને લાજ;
ગુલબંકાવલી લાવતાં, કરે ગુલામી કાજ. ૬

પરમેશ્વર પરતાપથી, જીતી ગુણકાની જાત;
છોડાવું મુજ ભાતને, પછી લખીત પદારથ વાત. ૭
કરતા હરતા કીરતાર તું, મુજથી કાંઇ નવ થાય;
એમ વીચારી મન વીશે, આવ્યો નગરી માંય. ૮

શેરી ચઉટાને ચાવડી, જોયા ચોક બજાર;
ફરતો ફરતો આવીઓ, એક અમીરને ઠાર. ૯
મોહોટો મેહેલ નવ ટુંકીનો, દુવારે બેઠા દરવાન;
દીઠો તેણે રાજવી, દીધાં જાજાં માન. ૧૦

કોણ દેશથી આવિયા, શું છે તમારૂં નામ;
બત્રીસ લક્ષણ દીસો તમો, શું ધારોછો કામ. ૧૧
ત્યારે રાજકુંવર મુખ બોલિયા, અમો મુસાફર જાત;
આ મેહેલ છે ભાઇ કોણ તણા, એટલી પુછું છું વાત.
ત્યારે દરવાને વાણી વદી, એ અમીર તણું છે ધામ;
બુધી ઘણી બહુ ચાતુરી, ઘેર ઘણા છે દામ. ૧૩
ત્યારે રાજકુંવર મુખ બોલિયા, એક કરો મુજ કામ;
અમીરને જઇને કહો, એક મુસાફર આવ્યો મુકામ.
ઉમેદવાર મળવા તણો, ઘણી ઇછા મનમાંય;
હુકમ કરો તો આવીએ, એમ કો જઇને ત્યાંય. ૧૫

ચોપાઇ.

એવાં વચન દરવાને સુણી, ગયો તાંહાંથી અમીરના ભણી;
સનમુખ રહીને કરી સલામ, પછી અરજ કરી તે કામ.
મુસાફર એક આવ્યો દ્વાર, તેમાં રૂપ છે અપરમપાર;
બત્રીસલક્ષણી છે જાત, તેણે એક કહાવી છે વાત.
અમીર સાથે મળવું છે સહી, એવી તેણે વાણી કહી;
એવાં દરવાનનાં સુણી વચન, હરખ્યું તે અમીરનું મન.
તેડી લાવો મહારી પાસ, મોકલ્યો તેડવા તરત દાસ;
આવ્યો શેવક તેની વાર, હાથ જોડીને કર્યો જુહાર.
અમીર હમારા તેડે ત્યાંય, બેઠા રંગ મેડીને માંય.
માટે ચાલો હમારી સાથ, એમ કહીને જોડ્યા હાથ;
સભા કરી બેઠા છે જ્યાંહાં, રાજકુંવર જઇ પોહોતા તાંહાં.
રાજ રીતથી કર્યો જુહાર, અમીરે રંજ્યો અપરમપાર;
મુખ સોભે જાણે ઉગ્યો સુર, એવું રાજકુંવરનું નુર;
ઘણી શોભાને રૂપ વીશાળ, તે જોઇ અમીરને ઉપન્યું વહાલ.
પાસે બેસાડી દીધું માન, મુકયાં આગળ ફોફળપાન;
કયાંથી આવ્યા ને કયાંહાં રહો, કામ કાજ અમસરખું કહો.
બાળપણામાં જોબન વેશ, કેમ નીકળી આવ્યા પરદેશ.
રાજકુંવર મુખ બોલ્યો બોલ, જાણે જીભ અમરતની તોલ;
પૂરવ દેશ વસુછું અમો, પુછોછો તો સુણજો તમો;
જાતે ક્ષત્રી કેરો તન, નથી માત પીતાને સજજન.
ઉંચું આભ નીચી ધરતી સહી, એ વીના બીજું કોઇ નહી;
ઉમેદવાર ચાકરીનો જાણ, જ્યાં અંજળ તાંહાં રેહેશું નીરવાણ.
જે ફરમાવો તે કરવું કામ, બત્રીસ લક્ષણ ધારૂં નામ;
એવાં વચન અમીરે સુણી, ખુશાલી વાધી મનમાં ઘણી.
મુજ પાસે તમ સુખે રહો, મન ગમે તે મુસારો લહો;

બાવ પીઆને માન્તે કરે, સેહેર બજારમાં સુખે ફરે.
એમ કહીને રાખ્યો પાસ, પોતી મનડા કેરી આશ.

દુહા.

એકાંત જગા આપી સહી, ત્યાં ઉતર્યો રાજકુંમાર;
ભોજન કરે મન ભાવતાં, જઇ બેસે દરબાર. ૧
હાસ વિનોદને ચાતુરી, કરે રાગને રંગ;
ચતુરાઇ ચલાવે ચોગણી, જઇ અમીરની સંગ. ૨
સેતરંજ ગંજીફા સોગઠાં, રમે અમોરની પાસ;
એક ઘડી વીલો મુકે નહી, તેને દીઠે મનડું હુલાસ. ૩
પાછલો દીવસ ઘડીએક રહે, તે વખત નીશરે બહાર;
બજારમાં ફરી ફરી, ઘેર આવે રાજકુંમાર. ૪
એમ કરતા દીન વીતા બહું, પછી કીધો મન વિચાર;
આમ બેશી રહે સીધી નહી, અમીરના ઘર મોઝાર.૫
એક સમે બોલ્યો શહી, અમીર પ્રતે તે વાત;
મીત્ર એક સોદાગર સહી, માહારે પ્રીત ઘણી તે સાથ.૬
બેએ ઘડી જાવા તણી, મારા મનમાં છે હામ;
હુકમ હોય જો તમ તણો, તો જાઉં તે મુકામ. ૭
અમીર કેહે સુખે પરવરો, એ વાતે મુજ મન;
ઝાઝી વાર કરશો નહી, એમ મુખ બોલ્યા વચન. ૮
વારૂ કહીને નીશર્યો, ફરે તે નગરની માંય;
ચોસાર રમેછે ચતુરે નર, જઇને તેને ત્યાંય. ૯
માન દીધું સરવે મળી, પુછેછે સમાચાર;
ઘટે તેવા ઉત્તર કહ્યો, સઉ હરખ્યા અપરમપાર. ૧૦
ચાર ઘડી બેઠો સહી, જોયો સઘળો ખ્યાલ;
જુહાર કીધો સરવેને, ઉઠયો પોતે તતકાળ. ૧૧
ચતુર નર બોલ્યો સહો, આવજો નીતે આ ઠામ;
આ મુકામ છે તમ તણો, એમ કહીને કરી સલામ.૧૨
પાછો આવ્યો મુકામ તે, કરયા ભાવતાં ભોજન;
પછી અમીરને રીઝવ્યો, એટલે આથમ્યો દન. ૧૩
રજની વીતી રંગમાં, ઉદે થયો સવાર;
ત્રણ પોહોર કરી ચાકરી, ગયો મીત્ર દ્વાર. ૧૪
ચોસરની બાજી રમે, ભલા એલાડી સાથ;
માગ્યા દાવ લાવે સહી, એવા એના હાથ ૧૫

ચોપાઇ.

ભલા ભલા નર આવે તહો, કોઇ તેને જીતી જાય નહી;
મુકાવે સઉના અહંકાર, એવો એલાડી અપરમપાર.

ઘણા દીવસ રમત રમીઓ સહી, સાબુત રમત કીધી તહી;
પછી વિચાર્યું મન મોઝાર, હવે જાઊ ગુણકાને દ્વાર.
તેના ઘરની ચરચા જોઊં, મારા મનનો સંદેહ ખોઉં;
કોણ પ્રકારે જીતે નાર, તેનો પુછી કહાડું પાર.

ભેદ પ્રપંચ કરશું આજ, તો તો સરશે મારૂં કાજ.
નહીતો કામ થવાનું નથી, હિમત મુકે શું થાય કથી;
એવું વિચારી મનની માંય, ગુણકાના ઘર આગળથી જાય.
નીકળી એક ઘરમાંથી નાર, ઘણી વૃધછે અપરમપાર;

જેષ્ટીકા કરમાં ઝાલી ખરી, મંદ ગતી ચાલી સુંદરી.
એક ચતુર નર ઊભોછે બહાર, પુછી જોયું તેને તેવાર;
આ ઘણી વૃધ્ધ ડોશીની કાય, નથી ચાલતા એના પાય.
સજન સહોદર છે કે નહી, એ વરધપણે દુખ પામે સહો;

એવાં કુંવરનાં સુણી વચન, હશીને બોલ્યો તે મન.
આ લાખી ગુણકાનો ધામ, એના ઘરમાં ઘણાંછે દામ;
તે આ ડોશીને છે હાથ, એમને પુછી કરેછે વાત.
સઊ મુસાફરને લાવે અહીં, રંડાને દયા ન આવે મનમાંહીં.

તેવાં ફળ ભોગવેછે કાય, તમો શું જાણો વારતા રાય.
તમો જાતે મુસાફર સહી, આજે છો ને કાલે નહી;
એમ કહીને હસ્યો તે ઠાર, મનમાં હરખ્યો રાજકુમાર.
સલામ કરીને ત્યાંથી પાળ્યો, આગળ જઈ ડોસીને મળ્યો.

જઇને ચરણે નામ્યું શીસ, દંડવરત કરચા દશ વાશ;
પછે તલાસવા માંડ્યા પાય, રૂદન કરેછે ધાડે રાય;
ડોસી અચરજ થઇને રહી, મુખથી તેને વાણી કહી.
કોણછે રે ભાઇ તું તો દીન, શા કારણ તું કરે રૂદન,
સુરાપાન કરયું છે કાય, તેથી રૂદન કરૂછું માય;
મહારા ચરણ તલાસે આજ, પુત્ર સરજો તારાં કાજ.
કોણ જાતને શું છે નામ, કુયાંથી આવ્યા આણે ઠામ.
એવી વાત પોતે ચીત ધરી, ડોસી પ્રતે વાતજ કરી;
ડોશી સુણીને હરખી મન, સાથે લેઇને ચાલી તન;

માથે તેણે ફેરવ્યો હાથ, સુખે રહો તન મારી સાથ;
ખાન પાન કરાવ્યાં સહો, પછી તેને વાણી કહી,
અમો જાશું માતાજી આજ, પરાધીન ચાકરીને કાજ:
પુત્ર જવા થયો તઇયાર, બોલી ડોશી તેણી વાર;

જાવ પુત્ર વળી આવજો કાલ, એમ કહી વળાવ્યો બાળ;
ત્યાંથી આવ્યો અમીરને ઘેર, તે વાતની કોઇ નવ જાણે પેર.
અમીરનું કરેછે તે કામ, મીત્ર સાથે રમે છે તે ઠામ;

વળી ડોશી પાસે બેસે જઈ, મધુરી વાણી બોલે તહિં;
માતાજી ફરમાવો કામ, હું પુત્ર તમારો આ ઠામ.
મુજને આશરો તમારો સહિ, મારે માથે બીજું કોઇ નહિં;
ઘણાં બોલે મધુરાં વચન, તેમ તેમ ડોશીનું હરખે મન.
એક ઘડી જો મોડો જાય, ડોશી અનપાણી નવ ખાય;
જુએ ત્યારે શુખી થાય, એવી વશ કરી તે રાય.
એક સમે ડોશીની પાસ, આગળ મુકી મોહોરો પચાસ;
મહિનો અમીરે આપ્યો તેહ, તમ પાસે લાવ્યોછું એહ.
ખરચી પાણી જોઇએ સહિ, તે માટે હું લાવ્યો અહિં;
એમ કહિને આપી હાથ, ડોશી બોલી કુંવરની સાથ.
કેટલા કાળ જીવીશું ઠામ, મારે દ્રવ્યનું શું છે કામ;
મારી પાસે ઘણો છે દામ, જે જોઇએ તે લેજો આ ઠામ.
કુંવર કહે મારે માથે તમો, જે જોઇશે તે લેઇશું અમો;
પુત્ર જે લેઇ આવે ધન, માતા સાચવે કરી જતન.
પુત્ર કહે માતાજી રાખો તમો, તમારે આશરે જીવુંછું અમો;
એવી વાણી મધુરી ભણી, તેમ તેમ ડોશી હરખે ઘણી.
જોગીને વશમાં કહુ જેમ, રાજાને વશ ડોશી તેમ;
જેમ સરપને વશ કરે ગારૂડી, તેમ કુંવરે ડોશી વશ કરી.
અંધ જેમ પામે લોચન, તેમ પુત્ર જોઇ હરખે ડોશીનુ મન;
ઘણા દીવસ એમ ગયા વહિ, ત્યારે રાજકુંવરે વાણી કહિ.
પુરૂષ ચરીત્ર કર્યું તે વાર, તે વિસ્તારી કહું આ ઠાર;
શ્રોતાજન સાંભળજો સહિ કવીએ એવી વાણી કહિ.

દોહરા.

એક સમે ત્યાં બેહુ જણા, એકલા વન મોઝાર;
ત્યાં એક કુપ દીઠો સહિ, તેમાં જળ તણો નહિ પાર. ૧
આ જળ મધ્યે હું પડું, તું જોજે માહારી માત;
પાછા પગ આથી નહિ ધરૂં, તું નિશ્ચે જાણજે વાત. ૨
ડોશી ઘણું મન કળકળી, બાઇ એ શું બોલ્યો બોલ;
પુત્ર કહે કરતક કર્યાં, ખરી વાત તું તોલ. ૩
ત્યારે ડોશી મન રીઝી ઘણું, આનંદ હેલો અંગ;
કરવા લાગી વારતા, તે ચતુર નરને સંગ. ૪
પુત્ર તું જે માગે સહી, તે આપુ તને દામ;
તું પડશે ત્યારે હું પડીશ, શું સરશે એમાં કામ. ૫
પુત્ર કહે માતાજી શુણો, તમો આપો ધન અપાર;
એક વાતનો સંદેહ મને, તે જાણજો આ વાર. ૬

તમ વિના ભાગનાર નહી, મારા મનની ભરાંત;
ત્રીજુ માણસ સાથે નથી, બેઠા છઇએ એકાંત. ૭
ડોશી કહે શુણ દીકરા, શું સંધે તુજ મન;
તે ભાગુ આણી ઘડી, વળી લો ગ્રાજું ધન. ૮
એમ કહી વચનજ આપીઉં, સંદેહ ભાગુ આ ઠામ;
રાખી વાત કરૂ અમો, તે વાતે શાક્ષી શ્રીરામ. ૯
ત્યારે તે નર બોલિયો, સાંભળ માગી વાત;
લાખા જીતે સરવને, તે ભાંજે મનની ભરાંત. ૧૦
ભલા ભલા નર હારીઆ, કોઇએ ન જીતી નાર;
કોઇ જીતી શકતું નથી, તે સંદેહ મને અપાર. ૧૧
ક્રોડપતીને કીંકર કર્યા, રાખે ઘણીએક તોર;
કોણ ઇષ્ટની ઉપાસના, કોણ તરૂણી શીર જોર. ૧૨
નથી દ્રવ્ય મારી કને, મને નથી રમવાનું મન;
એહિજ વાત પુછું અમો, એમ બોલ્યા મુખથી વચન.૧૩

ચોપાઇ.

ત્યારે ડોશી બોલી બોલ, સાંભળ દીકરા એનુ તોલ;
એ વાત વિસ્તારૂ અમો, કોઇ આગળ નવ કહેશો તમો;
કદાપી જશે બીજે કાન, તે વાતે ઊતરશે માન;
કહેશે ઘર મારશું ઘરની થઇ, એટલી એબ મુજને સહી.
પુત્ર કહે પ્રતિજ્ઞા કરૂં, બ્રહ્મ હત્યાદિક પાતીક ઘરૂ;
કહુ કાહાડી કો આગળ વાત, તો કોટી ગઉ હત્યાદીક પાપ;
એવી પ્રતીજ્ઞા કરી જ્યાં, ત્યારે બોલી ડોશી ત્યાં;
લાખી પાસે કાંઇ વિદ્યા નથી, નથી ઇશ માથે સરવથી;
પાસા છે વિનતાને હાથ.ભરેછે મોટા સાથે બાથ;
બીજો એક કરેછે ઉપાય, તેથી નર સહુ હારી જાય.
એક બીલાડી પાળે છે નાર, તેને કેળવી અપરંપાર;
દીપક તેને માથે ધરે, પછી રમત તે જારી કરે;
નવ હાલે નવ ચાલે મંજાર, ઠર ઠામ બેસે છે ઠાર;
બીજા ઊંદર પાળે છે જાણ, ઘણા કેળવ્યા છે નીરવાણ.
બીલાડી પાસે બેસે સહી, મુખ આગળ પણ આવે નહી;
ઊંદર બીલાડીનો ત્યાં મેલ, ગુણકા નરશું માંડે ખેલ;
મન ગમતા દાવ જોઇએ જેહ, બીલાડી સામું જુવે તેહ;
ગરદન ફેરવે તેની વાર, દીપક ઝાંખો પડે તે ઠાર;
ઊંદર પાસા ફેરવે સહી, તે પ્રકારે જીતે તહી;
બીજી વિદ્યા કોઇ પાસે નથી, સત કરી માન સરવથી;
રાજકુંવર ત્યારે રીઝ્યા મન, માતાજી એ સત વચન,

સંસય મનનો ભાગ્યો સહી, ડોશીને પગે લાગ્યો તહી;
ગયા ઘેર પોતાને તતકાળ, ડોશીને ઘણું ઉપન્યું વાહાલ;
આપી ઝવેર હીરાની માળ, ત્યાંતો કુંવર થયો નહાલ;
કરે ચતુરાઈ તણો વિચાર, લીધુ દ્રવ્યને નીકળો બાહાર;
ભરી બજારે થઈને જાય, દીઠા રબારી ઉભો ત્યાંય.
એક નોળીઆનું બચું સાર, વેચવા ઉભો ભરે બજાર;
એથી જીતવાનો તે નાર, એવો મનમાં કર્યો વિચાર.
માટે લઉ તેને હું અહી, આપી મુલને લીધો સહી;
બોહ મધ ધાર્યો તેણી વાર, તેને કેળવ્યો અપરમપાર.

### દોહરો.

સોગઠી મારે હાથની કે ચડપ નીકળે બહાર;
મુખકને પકડે સહી, સાન કરતાની વાર. ૧
દગડી મારે હાથની, ત્યારે જઈ કરે શીકાર;
એ ગીત તેને કેળવ્યો, દીન થયા દસબાર. ૨
પછી સલામ જઈને કરી, અમીર કેરી પાસ;
જમવાને મુજ તેડીઆ, માટે રજા આપી ખાસ. ૩
મીત્ર હમારો એક છે, તે તણું છે લગન;
બીજો સવાલ મુજ તણો, તે કહુછું મુખ વચન. ૪
લગ્ને જાવું છે માહરે, તેની ચંતા મુજને થાય;
કીરપા મુજ ઉપર કરો, તો લગને મજથી જવાય. ૫
એવાં વચન અમીરે સુણી, આપ્યાં વસ્ત્ર અપાર;
આભુશણ ઘણા શોભતાં, કહેતાં ન આવે પાર. ૬
અમુલ્ય શીરપેચ આપીઓ, જેને જરીના તાર;
સાલજોડ સવા લાખનો, રતન જડીત એક હાર. ૭
પગના તોડા સોના તણા, કોટમાં મોતીનો હાર;
કડાં સાંકળાં વીંટીઓ, પેહેર્યા એવા શણુગાર. ૮
પ્રતીબીંબ બીજું પ્રગટ્યું, જાણે જળહળ જોત;
જાણે કામદેવ પ્રગટ થયો, એમ શોભે મુખ ઉદોત. ૯
અમીર જોઈને રીજીઓ, આપ્યો એક તોખાર;
અશ્વ બેશીને પરવરયો, ગયો તે ગુણકાને દવાર. ૧૧

### ચોપાઈ.

સમી સંજાએ ઉતરયો તે ઠાર, ગયો લાખીના મોહોલમોઝાર;
જાણે ઉગ્યો જેવો શુર, એવું નીરખ્યું નરનું નુર.
દરવાન પણ બોલી નવ સક્યો, પોતે ચાલ્યો ઘરમાં ધસી;
જઈ મેડીએ ચડયો સહી, વિનતા બેઠી દીઠી તહી.

વિનતા આંખી જોતામાં થઇ, શુદ્ધબુધ તેમાં નવ રહી;
દીઠું કામસુગારૂં મુખ, ગુણકા જોતાં પામી સુખ.
જાણે ઇંદ્ર તણો અવતાર, ઘણું રૂપ ને શોભા સાર;
નથી માનવી સાથે કોઇ, કારણ રૂપ દીસે છે જોઇ;

આપી આસન ઉભી નાર, હશી બોલી વચન તે ઠાર;
કોણ દેશ તણા છો ભુપ, રાજતેજ રઢીઆળું રૂપ.
કેમ આવ્યા તમો મારે ધામ, શું ધારયું છે મનમાં કામ;
હુકમ તમારો માથે લીજીએ, જે કોહો તે હાજરકીજીએ;
ત્યારે કુંવર બોલ્યો વાણ, શાંભળ વિનતા ચતુરસુજાણ;

અમો મુસાફરઆવ્યા આ ગામ, અમીરના ઘરમાં કરયોમુકામ;
ખુબી તમારી શુંણી અપાર, ઘણી સુઘડ છે લાખી નાર;
રમત રમી જાણુ છે બહુ, જે જાય તે હારે સહુ;
સુણી વાતને હરખ્યું ચીત, રમવાને જાવું ખચીત;

પરદેશી મુસાફર આવ્યાઘેર, કરી સજાઇ રૂડી પેર;
એવાં મધુરાં સુણી વચન ખાન પાન મુકયાં તે દન.
ભક્ષ ભોજન કરાવ્યું સાર, પછે બોલી મુખથી નાર;
મેતો નીયમ લીધો એક જાણ, તે વાતનું કહુ મંડાણ.

રમવાનો રાખે અભીલાખ, તે લાવે રૂપઇયા લાખ.
પ્રથમ તે નર ઢગલો કરે, પછે તે મેડી ઉપર ચડે;
હારૂં તો દાશી થઇ રહુ, જીતું તો લાખ રૂપઇયા લઉ.
એવો નીયમછે મહારો શહી, તમો કોહો તો રમીએ અહી;

વચન મારૂં મીથ્યા નહી થાય, તે વાતે ઘટે મહિમાય;
જીત્યાનો વાજે છે ઢોલ; એવી વિનતા બોલી બોલ;
લાખ રૂપઇઆ આગળ ધરે, તે નર રમત જારી કરે.

દોહરો.

એવાં વચન વિનતાનાં શુંણી, બોલ્યો રાજકુમાર;
હંકાર રાખે અતી ઘણો, તને કોણ વરશે આ ઠાર. ૧

ઘણા સાથે જીતી સંહી, તોય ન સરીયું કાજ;
પરમેશ્વરના પ્રતાપથી, જીતૂં તુજને આજ. ૨
ઘણા ઘણા નર જીતીયા, કઠણછે આજનું કામ;
ચતુરાઇ કરજે ચોગણી, જેમ પોચે મન હામ. ૩

મદ્રીકા આપી કર તણી, સવા લાખનું મહા નંગ;
વિનતાની આગળ ધરી, આણંદ આણી અંગ. ૪

જોઇ વીંટી અમુલની, હરખી મનમાં તે ઠાર;
માંડી બાજી તેને સમે રાજકુંવર ને નાર. ૫

બીલાડી માથે દીપક ધરયો, ત્યારે ચમકયો પોતે મન
નીશાની સાચી મળી, ડોશીનાં સત વચન. ૬
મુખકને દીઠા શહી, થયો તે દામે જાણ;
રમત તે જાગી કરી, લીધા પાસા પાણ. ૭
જાણી જોઇને હારીઆ, દેછે અબળા દાજ;
આડે રહી પોતા તણી, જીતી ત્યાં ગુણકાજ. ૮
પોબારમાં આવી રહી, બાજી ત્યાં તેણીવાર;
આવે પોબાર વિનતા તણા, હારે રાજકુમાર. ૯
એવું મન વિચારીયું, બીલાડી સામુ તે ઠામ;
ત્યારે મુસ્તક તેણે ફેરવ્યું, વીનતાની પોચી હામ. ૧૦
દીપક જોતામાં ઝાંખો થયો, નાખે પાસા તે નાર;
ઉંદરે પાસા ફેરવ્યા, પોબાર કરયા તે વાર. ૧૧
જીત્યાનો જસ વાંચ્યો, હારયા તમે ચતુર સુજાણ;
ચતુરાઇ ચોગણી દાખવો, એમ બોલી વીનતા વાણ.

ચોપાઈ.

એવાં વીનતાનાં સુણી વચન, બીજી રમત માંડી રાજન;
હાર જીતમાં મુકયો હાર, રમવા લાગ્યાં નરને નાર
ચીર વાર બેઠા તે ઠામ, નાંખે પાસા મુખ લેઇ નામ;
બત્રીસલક્ષણ જેનર કેવાય, કોઇનો ગાંજ્યો તે નવ જાય.
ભલા ભલા નરમુકે માંમ, કોણ માત્ર એ વીનતા નામ;
એક હાથ ખાલી નવ જાય, જેવા માગે તેવા પડે દાય.
ઘણી ચતુરાઇ વીનતા કરે, પણ એક વાતે અરથ ન સરે,
વીનતા પામવા લાગી હાર, દીપક સામું જોયું તે ઠાર;
કુંવરે પાસા નાંખ્યા જેટલે, મંજાલીએ શીર ફેરવ્યું તેટલે.
ચડપ ઊંદર નીસરયો શહી, પાસો અવળો કીધો લઇ;
કુંવરે સોગટી મારી તેણીવાર, નીકલ્યો કરથી નોળીઓ બહાર.
ઉંદર તણી પકડી કોટ, નાઠી બીલાડી મેહેલી દોટ;
સાતમે ઘેર જઇને ઠરી, રમત ભંગ તે વેળા કરી;
રાજકુંવરને ચઢી છે રીશ, ક્રોધ કરી બોલ્યો તે દીશ;
તારી અક્કલ ઉપર ઉઠી વાટ, કંચન તણા તે મુકયા પાટ;
તારી બુધ્ધી પાનીએ વશી, રાંડ જાતને અક્કલ કશી.
ઘરમાં દીવો સરખો નથી, બીલાડી શીર દીપક સરવથી
મુકો ઝવેર હીરા કે લાલ, થાય અજવાળુ ઝાક ઝમાળ
નીકર આવો મારી પાસ, આજ કરવાનો તુજને દાસ;
જાણી જોઇને હારયો તુજ સાથ, હવે તો ઘસવા પડસે હાથ;
એમ કહી કાહાડી એક મણી, જાણે શોભા પ્રતીબીંબ તણી

ભાગ્યું વીનતા કેરૂ જોર, પડી ખીશીઆણી તેણે ઠોર;
હઘડે દુખને મ્હોડે હશી, એ વાતમાં ચિંતા કશી;
હવડાં હોડ હારીને જશો જશે માલને દુખીયાં થશો;
મુજ આગળ કાંઈક હારી ગયાં. તે નરનાં ઠેકાણાં ન થયા
એવી ગતી તમારી થશી શો ઉદ્યમ હવે કરવો શઈ;
મેં ભલા ભલા દીઠા રાજન, તે સહુ હારી ગયા માજન
કોઇની ગાંજી હું નવ ગઈ, અથાગ નર આવીયા અહી.
તમે ભાગ્યો મહારો અહંકાર, શીતેર લાખ જીત્યા આ ઠાર.
માટે આજ રમવાના કોડ, પાડવા આજ તમસુ હોડ;
શીતેર લાખ જીતુ તો લેઉ, હારૂ તો ઇરાકામત દેઉ.
એમ કહીને બાજી ધરી; રમત હતી તે જારી કરી,
ઘણી ચતુરાઇ કરે તે નાર, જીત્યા બાજી રાજકુમાર;
ઉતરી ગયું વિનતાનું મુખ, ઘણું તે મનમાં પામી દુ.ખ
ચંદ્ર આભમાં પેસે જેમ, વીનતાનું વદન થયું છે તેમ;
નીચું જોઇને વીનતા રહી, ત્યારે કુંવરે વાણી કહી;
વળી કાંઈ હોય મનમાં કોડ, તો તો પાડો બાજી હોડ;
હારયો જુગારી બમણું રમે, લાખા મુખ બોલી તે સમે;
ધન માલ મુજ પાસે નથી, એક વાર રમુ સરવથી.
અમીર ઊમરાવ રાજાના તન, ગુલામ કરી રાખ્યા બાવન.
તેની હોડ મારૂંછું અમો, જીતો તો લેઇ જાવ તમો;
રાજકુંવર હરખ્યો તે ઠાર, માંડી બાજી નવ લાગી વાર
પરમારથનું કરવું પુન, છોડવું રાજ કુંવરના તન,
પ્રભુ લાજ રાખજો માહરી, એમ કહીને રમત જારી કરી
તે પણ બાજી જીત્યો જાણ, વળી તે બોલ્યો મુખથી વાણ
બીજુ હોય તો ફરમાવો કાજ, લેશ માત્ર ન રાખશો લાજ;
નિચું જોઇને વિનતા રહી, ગદગદ કંઠે વાણી કહી.
સરવે વસ્તુ હારી આ ઠામ નથી કાંઇ મીલકતનું નામ.
નક્કી મુજ આગળ ફરૂ, મારી કાયા હું હોડમાં ધરૂ;
જો જીતું તો સરવે લેઉં, હારૂ તો દાશી થઇ રહું.
તે પણ કબુલ કરયુંછે સાર, માંડી બાજી નવ લાગીવાર;
રાજકુંવર ભાગ્યશાળી શહી, તે પણ બાજી જીત્યો તહી.

દોહરા

વાજાં વજડાવ્યાં જીતનાં, હારી ગુણકા નાર;
વાત ચાલી તે પુર વીષે, ગલી કુંચીને બજાર. ૧
વિનતા કરજોડી રહી, બોલી મુખથી વાણ,
હું તો દાશી તમ તણી, જે કહો તે કરૂ પ્રમાણ. ૨

હું હારી જીત્યા તમો, આ લોની અથ ભંડાર;
કુંચી સહુ આગળ ધરી, તે વેળા તે ઠાર. ૩
કોણ નગર છે તમતણું, કોણ તમારો તાત;
રૂપે રતીસરીખડા, વળી કોણ તમારી માત ૪
બ્રહ્મા વિશનુ રૂપ તમો, ધાર્યું માનવ રૂપ;
અહંકાર ભગાવ્યો માહારો, પધાર્યા દેવસ્વરૂપ. ૫
સંદેહ ભાગો મારા મનતણો, કરો તમારી દાસ;
પતીવ્રતા હું પદમની, સેવા કરૂં રહી પાસ. ૬
કોઇ નરનો કર અડકયો નથી, એ વાતે સુરજ સાખ;
કહોતો દેખાડું પારખું, એમ બોલી વિનતા લાખ. ૭
મેં ધારયુંતું મન વિષે, મુને જીતે તે ભરથાર;
તે ઇછા મારી પુરી થઇ, મુજ ભાગ્યતણો નહિ પાર. ૮
ઇશ્વર આણ આ વાતમાં જુઠું બોલું આ દીશ;
કોટી બ્રહ્મહત્યા મુને, પૃથ્વિ પાપ મુજ શીશ. ૯
સાચી વાત તમો કહો, પૂરો મનના કોડ;
લહાવો લાખેણો લીજીએ, આપણ જુગતે જોડ. ૧૦
રાખી વાત જો તમો કરો, તો મુજ હત્યા તુમ શીશ,
આશાભંગ માહારી થશે, તો દુભાશે જુગદીશ ૧૧

ચોપાઇ

એવાં વચન વિનતાનાં સુણી, રાજકુંવરે વાણી ભણી;
માહારી વીગતની કહુંછું વાત, સાંભળજે તું ચીત સંગાત.
જે પોતાને પડીયું દુઃખ, તે સરવે માંડી કહ્યું મુખ;
તાહારે વિનતા વિમાસે મન, ઘણું દુખ ધરી તે તન.
તાહારે રાજકુંવરે નાર, મારા મનનો કહું વિચાર;
એક મોટી મનમાં આશ, જવું ગુલબંકાવળીની પાસ.
ત્યારે ગુણકા બોલી વાણ, સાંભળ રાજા ચતુર સુજાણ;
બંકાવળી નામે પરી છે સાર, તેની સોભાનો નહી પાર
તેની વાડામાં ફુલ છે સહી, તેના સોભાનો પારજ નહી;
પૃથ્વિમાં તે ફુલ છે એક, ઘણી શોભા છે તેની છેક.
શત્રુ પરી તેના રક્ષા કરે, રાત દિવસ તેની પાછળ ફરે;
બક્ષ રાક્ષસ વળી છે રખવાળ, જે વિક્રાળ સરીખા કાલ.
ફરતો કોટ છે તેને સહી, તે મધ્યે વાડી છે મહી;
એક ઝાડને એકજ ફુલ, શોભા જોતાં દીનકર તુલ.
પૃથવીમાં ચોકી નાગ પ્રમાણ, ઉપર જક્ષણી શીર જાણ;
ગગને ચોકી પરીતણી, તેની શોભા શી કહું ઘણી.
ચંદ્ર સુરજ નવ દેખે મુખ, ગુલબંકાવળી નામે છે સુખ;

વીકટ વાત છે સરવથી, કોઇથી ત્યાં જવાતું નથી.
ઘણું વીઘન રસ્તામાં થાય, દેવ દાનવથી નવ જવાય;
માટે તજો જવાનું નામ, મારા મનની પુરો હામ.
એવાં વચન વિનાનાં સુણી, રાજકુંવરે વાણી ભણી;
જીવ જશે ના મુકું મામ, હું તો જવાનો એણે ઠામ.

કાળામાથાનો માનવી સહી, તેને કોઇ જીતી જાય નહી;
મુઠી જેટલા તનના હાડ, ઢાળી પાડે મોટા પાહાડ.

બુદ્ધિ માણુસ જેવી બીજામાં નથી, નિસ્ચે માનજો સરવથી;
માટે ત્યાં જવાનો નીરધાર, નવ જવાય તો ધીક અવતાર.
તમો નાગ ઠામ બતાવો આજ, તો લઇને આવું તત્કાળ;
કેદી લોક હતા જેટલા, મુકી મેં દીધા તેટલા.
અમીર ઉમરાવના જે કુમાર, તે સરવને કાઢ્યા બહાર;
વસ્ત્ર આભુશણ આપી સાર, વીદાય કર્યા તેને તે વાર.
હરતા કરતા સરવનાં મુખ, ઘણાં દોહલાં ટાળ્યાં દુખ;
ઘણી આશીશ દીધી શાક્ષાત, તે ઉપર એક કહુ દ્રષ્ટાંત.

દુહા.

બ્રાહ્મણ એક જાતે સહી, તેમાં વિદ્યા અપરંપાર;
અન ન મળે પુરૂ પેટને, પુત્ર પુત્રી પરીવાર. ૧

ઉપવીત દેવું પૂત્રને, વળી દેવું કન્યાદાન;
ઝુરે એશી મન વિષે, કેમ થાશે ભગવાન. ૨
દ્રવ્ય માહારી પાશે નહી, કેમ રહેશે મુજ લાજ;
પરદેશે જાવું સહી, જાચું જઇને રાજ. ૩
એશી રહે શીધ્ધી નથી, નીસ્ચે કરયું મનમાંહ;
વીનતા પ્રતે વાણી કહી, અમો જાસુ પરદેશ માંહ. ૪
દ્રવ્ય લઇને આવશું, વીનતા આણે ઠામ;
કન્યા કાળ જાય કુંવરી તણો, વળી કેમ થાશે આપણું કામ
શાસ્ત્ર વચન કેમ લોપીએ, એસે મુજ શીર ગાળ;
માટે જાચું કોઇ રાયને, લાવું અતીશે માલ. ૬
એવાં વચન વીપ્રનાં સુણી, નારીએ આગ્યા દીધ;
શુભ મહુરત જોઇ નીસરયા, કામ કરવાને શીધ. ૭
દેશ તજીને નીસરયો, હું જાઉ ગરહસ્થની પાસ;
આશરવાદ જઇને કરૂં, તો પુરે માહારી આશ. ૮

ચોપાઇ.

એમ વીચારી ચાલ્યા વહી, પ્રભુ આશા મારી પુરે સહી;
દીવશે કુચ રાતે મુકામજ થાય, એમ કરતો બ્રાહ્મણ જાય.
સાળીશ જોજન ગયા ફરી જન, ત્યાં એક દીઠું મોહોટું વન;

ફપતી ત્યાં બાર અઢાર, નમી રહી તેની બારે ડાળ.
એક મારગ બીજી નહી વાટ, ઘણો મનમાં થાય ઉચાટ;
સોહોર થાય વરૂ ને વાઘ, ઘણા સાદ કરે તે નાગ.
નવ રહી બ્રાહ્મણ કેરી ધીર, હીમત રાખીને ચાલ્યો વીર;
ભવીશ હશે તે બનશે સહી, એમ વીચારી ચાલ્યા વહી.
આડધે જંગલે ગયો જેટલે, એક કૌતક દીઠું તેટલે;
વજર પીંજર લોહાનું દ્વાર, તે મધે વાઘ દીઠો તે ઠાર.
બાર હાથ દીશે વીકરાળ, તે દીઠો જાણે ખાસે તતકાળ;
પુંછ પછાડે તેમાં રહી, બ્રાહ્મણ આવી પહોચ્યો તહી.
ગડગડીને ઉભો ત્યાંય, આગળ નવ ચાલે તેના પાય;
પાછું ડગલું ભરાતું નથી, મન વીચાર કરે છે કથી.
નીશ્ચે વાઘ ખાવાનો મુજ કાય. મનના મનોરથ રહ્યા મનમાંય;
હવણાં નીકળી મુકે દોટ, ઝડપ ઝાલશે માહારી કોટ.
નવ ચાલે નવ હાલે પાય, આકુળ વાકુળ મનમાં થાય;
તે સારદુલને વાચા થઈ, મુખ થકી તેણે વાણી કહી.
અરે ભાઈ તું પંથી જન, આવ તને નવ કરૂં વિઘન;
એ વાતે શાક્ષી શ્રીરામ, સત કરી માનો આ ઠામ.
જીવતદાન આપો મુજને આજ, હું તો સારીસ તારાં કાજ;
બ્રાહ્મણને આવ્યો વિશવાસ, ગયો તે પીંજરની પાસ,
કરજોડીને ઊભો રહયો, તારે સારદુલે બોલજ કહયો.
ઉઘાડ દ્વાર હું નીશરે બહાર, કરીશ તુજને ઘણો ઉપકાર,
વીપ્ર કહે એ અચરત વાત, કોણે પીંજરમા ઘાલ્યો બાત;
વીસતારીને કહોજી તમો, તાર પછી ઉઘાડું અમો.

દુહા.

તે વારે સારદુલ બોલીઓ, સાંભળ પંથીજન;
મેં તો મારગ પાડીઓ, સંતોકયું મુજ મન. ૧
પશુ પંખી કે માનવી, સઉનો કરતો આહાર,
કોઈ માનવી માથાનો મળ્યો, પડયો પીંજર આં ઠાર. ૨
ભક્ષ ભોજન એમાં ભરી, હું કરવા બેઠો આહાર;
દ્વાર બંધ તેણે કરયું, કેદ કર્યો આ ઠાર. ૩
સાન કરી તેણે મુને તે થયો સવાઓ સેર;
વજર પાંજર હું પડયો, એક નવ સુજે પેર. ૪
ક્ષુધા તરસ પીડે ઘણી, ઝુરૂં બેઠો આ ઠામ;
માટે ભાઈ કહાડો મુજને, હું જીવું તમારે નામ. ૫
આંખે આસુ ધારા પડે, એમ કહીને કરે રૂદન;
વીપ્રને દયા આવી ઘણી, પછી બોલ્યો મુખ વચન. ૬

હું તો કહાડું છું તુજને, પરમારથ પરમાણ;
કદાપી ખાય તું મુજને, તે વાતે શાક્ષી આણ; ૭
સુરજ ચંદ્ર બે શાખીઆં, શ્રી રામચંદ્રની સાખ;
બાજી પ્રતિજ્ઞા કીધી ઘણી, સત શહસ્ત્ર ને લાખ. ૮
તેવારે બ્રાહ્મણ રીઝીઓ, માન્યું પોતાનું મન;
દ્વાર બંને ઉઘાડીઆં, તે વેળા તે દન. ૯
નીકળ્યો વાઘ તેમાંથકી, બોલ્યો મુખ વચન;
ક્ષુધા પીડેછે મુજને, હું ખાઇશ તાહારૂં તન. ૧૧
ત્યારે બ્રાહ્મણ બોલીઓ, એ શી બોલ્યા વાણ;
પરમેશ્વર વચમાં ધરયા, તેં સમ ખાધાછે જાણ. ૧૨
વચન તાહારૂં મિથ્યા કરે ધિકધિક તુજ અવતાર;
બ્રાહ્મહત્યા ક્યાં છુટશો, સમજો મનમાં સાર. ૧૨

ચોપાઇ.

સારદુલ તીયારે બોલ્યો મુખ, શાને વીપ્ર ધરેછે દુખ;
ગુણ પછવાડે અવગુણ સહી, એ વાતમાં સંદેહ નહી.
માટે તુજને ખાવાનો ભાત, નીસ્ચે માનજે સાચી વાત;
બ્રહ્મણ કહે બોલી મિથ્યા થાય, માહાપાપી તો તું કહેવાય.
સત પ્રમાણે કહું છું હું, ચીત ધરીને સાંભળ તું;
વિશ્વાસઘાતનું મોટું પાપ, નિશ્ચે માનજે આપો આપ.
ગુણ પછવાડે અવગુણ કરે, તે નર તો નરકે સંચરે;
સારદુલ કહે હું માનું નહી, કાંઈ સાખ પુરાવો આહી.
ભટજી કહે સાખ કરાવું હું, મારી સાથે આવને તું;
જુઠો પડું તો કાયા મુજ દેઉ, સાચો થઉ તો મારગ લઉ
ત્રણ પૂછે જો ખાશો મુને, તોતો ગઉ હત્યા છે તુને;
શારદુલ કહે સાચો થાઉ, તો તુજને જાવા નવ દેઉ.
એમ કહી બે ચાલ્યા જાય, આવ્યો વડ એક મારગમાંહ્ય;
ગોર ગંભીર છે શીતળ છાંય, શીતળ પવન આવેછે ત્યાંય;
તીયાં બે જણ ઉભા જઇ, તીયારે વીપ્રે મુખથી વાણી કહી,
તારી છાયા છે અપરંપાર, માટે એક પૂછો વીચાર.
ત્યારે તે વડને વાચા થઇ, મુખ થકી તેણે વાણી કહી;
શો કજીઆ છે તમારે જાણ, વીસ્તારીને કહો નિરવાણ;
ત્યારે બ્રાહ્મણ બોલ્યો વાત, કરગરવા લાગો વડની સાથ.
પોતાની સરવે વાતજ કહી, તે સઘળી વાણી વડે લહી;
મારો વાંક હોય તો મુજને કહો, નહીતો મને જવા દો.

દોહરો,

ત્યારે વડ બોલીઓ, કહુ મુજ વીતકની વાત;

તે સાંભળતાં ભાગશે, બેઉના મનની ભ્રાંત. ૧
ગંભીર છાયા માહરી, શીતળવાયુ વાય;
પશુ પંખીને માનવી, બેશીને સુખીઆં થાય. ૨
વીશરામ્ય કરે મારા થડે, સમાવું તેનો તાપ;
ઊપકાર માહારો અતી ઘણો, તું સાંભળ બ્રાહ્મણ વાત. ૩
કોઇ ચુંટે કાયા માહરી, કોઇ ચુંટે માહારાં પાન;
કોઇ ડાળી છેદન કરે, તું સાચેસાચું માન. ૪
ગુણ પછવાડે અવગુણ સહી, એમાં શો સંદેહ;
લખ્યા લેખ મટે નહી, તે ભોગવે તાહારી દેહ. ૫
એવાં વચન વડનાં સુણી, બ્રાહ્મણ થયો મન ભંગ;
સારદુલ હતો તે સજ થયો, આણંદ પામ્યો અંગ. ૬
સાચો વાત મારી મળી, તું જુઠો પડયો આ હાર;
હવે તો ખાઉ તુજને, નવ લગાડું હું વાર. ૭
ત્યારે બ્રાહ્મણ બોલીઆ, નહી માનું એ વાત;
બીજાને પુછો જઇ, પછી કરજો માહારી ઘાત. ૮
વણ ધનસાક્ષે મારે મુને, તે હત્યા બેસે તુજ;
શારદુલ કહે વળી વેઠશું, દુખે વળી તન મુજ.

ચોપાઇ.

પુછો કોઇ બીજાને જઇ, એમ કહીને ચાલ્યા વહી;
સરોવર સુંદર દીઠું જ્યાં, પેલા જઇને ઉભા ત્યાં.
મનના મનોરથ મનમાં રહ્યા, દઇવને ન આવી દયા;
જળવીદ માતા છો તમો, બેદ બીજે દુખીઆ છીએ અમો.
ત્યારે સરોવરને વાચા થઇ, મુખ થકી તેણે વાણી કહી;
શું દુખ છે ને શું છે કામ, કેમ આવ્યા છો આણે ઠામ.
ત્યારે બ્રાહ્મણ હરખ્યો મન, સંક્ષેપે કહ્યું તે દન;
માટે ન્યાય ચુકાવો જાણ, જેમ બચે બ્રાહ્મણના પ્રાણ.
એનો વાંક હોય તો શીક્ષા દો, મુજને પાધરો જવા દો;
વાત કરી બેઉ ઉભા તહી, પછી સરોવરે વાણી કહી.

દોહરો.

સરોવર કહેછે વીપ્રને, સાંભળ મારી વાણ;
ભવીષ તે મટે નહી, જે કરમે લખ્યું પ્રમાણ. ૧
પ્રથમ વાત માહરી સુણો, વીતછે મારી કાય;
તેતો વાત સુણ્યા થકી, સંદેહ મનનો જાય. ૨
સરોવર સુંદર હું સહી અમ્રત સરખું નીર;

પીએ જળ આવી કરી, શીતળ થાય શરીર. ૩
... નાના જાએ અદઘડી, જળ વિના ન જાય પળ એક;
એવા ગુણ છે માહરા, તમો સાંભળજો વિવેક. ૪
પશુ પંખી ને માનવી, સરવે તરપત થાય;
તે અવગુણ મુજને કરે, તે સાંખી રહ્યું આંય. ૫
કોઇ દંત પાવન કરે, કોઇ આવીને નાહ્ય;
કોઇ મળ મુતર ધુવે, તે ખમુંછું મારી કાય. ૬
ગુણ પછવાડે અવગુણ સહી, તે નીશચે આડો આંક;
સુખ દુખ કાયા ભોગવે, તેમાં શારદુલનો શો વાંક. ૭
એવાં વચન તેનાં સુણી, બ્રાહ્મણ પામ્યો દુખ;
શારદુલ રીઝયો અતી ઘણું, બોલ્યો પછીથી મુખ. ૮
હવે તો ખાઉ તુજને, જુઠો પડયો બીજી વાર;
સાચી વાત મારી મળી, ભક્ષ કરૂં આ વાર. ૯
ત્યારે લાચાર થઇ બ્રાહ્મણ કહે, હું હજી મેળવું દ્રશ્ટાંત;
હું હારયો જીત્યા તમો, તે ભાગી મનની ભરાંત ૧૦
હવે ફરી વચન બોલું નહી, તું કહે તે કરૂં પ્રમાણ;
હવે ત્રીજું વચન મિથ્યા કરૂં, તો ઇશ્વરની મુજ આણ.૧૧
તેવારે શારદુલ બોલીઓ, વળી જુઠો પડીશ આંય;
ત્રીજી વાર ચુકવાનો નથી, એમ કહીને મારગ જાય. ૧૨
વળી આગળ ચાલ્યા સહી, એક દીઠું શીઆળ;
બ્રાહ્મણ વાઘ ઉભા રહ્યા, બોલ્યા મુખ તતકાળ. ૧૩

ચોપાઇ.

તેવારે વાચા શીઆળને થઇ, મુખ થકી તેને વાણી કહી;
ગુણ અવગુણ તણી છે વાત, પછી ભાગુ મનની ભરાંત.
ત્યારે બ્રાહ્મણે વાણી કહી, વીતક વાત તે સરવે સહી;
તમો કહો તે કરશું અહી, બેઉ જણા ઉભાછીઆ સહી.
શીઆળ બોલ્યો મુખ થકી, વાત આતો મનાતી નથી.
નજરે જોઉ તો માનું વાત, પછી ન્યાય કરૂં મુજ જાત;
જુઠો સાચો કોણ હસે, ન્યાય અન્યાય મુજથી કેમ થશે.
કએ ઠામ તે પિંજર સહી, કેમ એ કબજે પડયો તો તહી;
કઇ રીતે ઊઘાડયું બાર, મુજને દેખાડો તે ઠાર.
ત્યાર પછી ચુકાવું ન્યાય, મુખથી વાત તે કેમ મનાય;
એવાં વચન શીઆળનાં સુણી, વાઘને રીશ ચઢીછે ઘણી.
વડને જળ કરતાં ડાહ્યો તું, આવ્ય ઠેકાણું દેખાડું હું;
જોયા પછી ચુકાવું ન્યાય, એમ કહીને ગયા ત્યાંય.
આ પેહેલું માહારૂં રેઠાણ, આ પિંજરામાં પેઠો જાણ;

એ પંથીએ ઉઘાડયું સહી, ગુણ પાછળ અવગુણ કરવો અહી.
બોલ પેહેલો થા કહુછું તુને, ભુખ ઘણી લાગી છે મુને;
મનગુબાની કહોછો તમો, ન્યાય અન્યાય કેમ ચુકવું અમો.
નજર જોઉ તો ચુકાવું અહી, નહીતર મારગ જાઉ વહી;
તમો પેસો પિંજર મોજાર, બ્રાહ્મણ વળી ઉઘાડે દ્વાર.
તો તો નજરે જોઉ અહી. પછી ન્યાય ચુકાવું સહી;
એવાં વચન શીઆળનાં સુણી, પેઠો પિંજરમાં તેણી ઘડી.
વીપ્રને કહે તમો દેને દવાર, એ કહે ત્યારે ઉઘાડજો બાર;
દીધાં બારણાં સાંકળ સાથ, શીઆળ મુખથી બોલ્યો વાત.
જે રીતે તમે કહ્યુંતું સહી, તે રીતે તમો બોલો અહી;
ઉઘાડ બામણ તું આણે દવાર, હું તુજને કરીશ ઉપકાર;
ગુણ પછવાડે અવગુણ શહી, ત્યારે હું ઉઘાડું નહી.

દોહરા.

વચન સુણી શીઆળનાં, વાઘને પડી મન ફાળ;
દગો કરીને ઘાલીઓ, હું આણીશ તાહારો કાળ. ૧
તું શું ખાતોતો મુજને, બળ હોય તો નીકળ બહાર;
સ્નેહ કરી તુને કહાડીઓ, ધીકધીક તુજ અવતાર. ૨
બ્રાહ્મણનો જીવ બચાવીઓ, વળી અદલ ચુકવ્યો ન્યાય;
જે કરે તે ભોગવે, મુજ શીર દોશ ન કહાય. ૩
તું શીઆળ હું શારદુલ થયો, અદલ ચુકવીઓ ન્યાય;
ગુણ પછવાડે અવગુણ સહી, તું ભોગવ તારી કાય. ૪
એમ કહિ ત્યાંથી ચાલીઓ, શીઆળ ત્યાંથી જાય;
બ્રાહ્મણ પાછો પરવરયો, કેવો ચુકાવ્યો ન્યાય ૫
જગન જાગ કોડે કરો, જાઓ તમારે ગામ;
વગર વિચારયું કરતા રખે, આજ પછી તમે કામ. ૬
આશીશ દીધી શીઆંળને, બ્રાહ્મણ પંથે પળાય;
ઉપવીત દીધું પુત્રને, વળી પરણાવી કન્યાય. ૭
નાહાના ઉપર નવ ભુલવું, નાનો શીઆળવો એહ;
બુદ્ધિએ જીત્યો વાઘને, કળી નવ સકે તેહ. ૮
તમો જીતશો સરવને, કોણ માત્ર પરી જાત;
પરમેશ્વર પરતાપથી, લાવો કરી વીખ્યાત. ૯

ચોપાઈ

એવાં વચનવીનતાનાં સુણી, લાચાર થઈને વાણી ભણી;
જાઓ કહેતાં જીભ કપાય, માટે શીખ કરી આવો રાય.
આવશો તાહરે સુખ સેહેલ, તમો આવશો તારે રંગના રેલ;
આવશો ત્યારે નીકળીશું બહાર, તે જાણજો તમો નીરધાર.

જપમાળા મેં કરમાં ધરી, સરવે સુખ તજ્યું સુંદરી;
પર પુરૂશ ભાઈને બાપ, નિશચે માનજે આપો આપ.
તમ કારણ લેઈ બેઠી જોગ, મુકયા ભાવતા સઘળા ભોગ;
મરવા ઉપર રીઝયા અમો, ઉતાવળ કરોની તમો.
બાર વરસ સુધી જોશું વાટ, પછી કરીશું દેહની ઘાત;
અવર પુરૂશ કરવાના નથી, સત કરી માનજો સરવથી.
એમ કહિને નામ્યું શીશ, રાજકુંવર ઉઠયો તે દીશ;
જોઈ શુકનને પંથ પળાય, નગર થકી નીસરયો રાય.
લીધું પછી જોગીનું રૂપ, પ્રતિબિંબનું પ્રગટ્યું નુર;
ભસ્મલેપન કરયું છે કાય, વજર કછોટો વાળ્યો રાય;
શેલાશીંગી ગળામાં શહિ, જેઠીકા તુંબડી કરમાં ગ્રહિ.
મનમાં બીતો નથી લગાર, જંગલમાં ચાલ્યો રાજકુંમાર;
મહા અરણવતી ચાલ્યો જાય, રાત પડે ત્યાં મુકામજ થાય.
માણસ નામે જંગલમાં નહી, ઝાડને આશરે બેસે જઈ;
દુખે પાપે વીતછે રાત, વળી પંથ ચાલે પરભાત.
સાત માસ ગયા એમ જાણ, જંગલ આવ્યું એક નીરવાણ;
ઘણા બિ છે અનેક જાગ, તાંહાં મુકી ન શકે કોઈ પાગ.
કંથાર કાંશકીને ગોખરૂં શહી, તે ઊપરથી ચાલવું તહી;
બીજી વનસપતી ભાર અઢાર, ઘટા ધુમ થઈ ત્યાં સાર;
કયાં ઉગ્યો કયાં આથમ્યો સહી, એવું વન બાયાનક તહી;
અંધકાર નવ સુજે ભાણ, પશુ પંખી બહુ મળીઆ જાણ
શબદ શારદુલ શીયાળના થાય, તે દેખતામાં કંપે રાય.
ઘણા શબદ મોટા વિક્રાળ, નાગના શબ્દ નીસરે બહાર;
ફળ જળ તણું નહી નામ, કંડે શોશ પડ્યો તે ઠામ.
ઘણી છે કોમળ તેની કાય, ગોખરૂ કાંટા પેસે પાય;
મરતુકાળ જંગલનું નામ, કોઈ ચાલી સકે નહી હામ;
દેવ દાનવથી નવ જવાય, કોણ આશરો માનવની કાય.
દસ જોજનનું જંગલ જાણ, જે જાય તે છાંડે પ્રાણ.
તે મધ્યે ચાલ્યો છે વીર, ઘણું દુખ પામ્યો તે શરીર,
હીમત પોતે મુકતો નથી, મહા દુખે ચાલ્યો સરવથી;
વળી તે મનમાં કરે વિચાર, ચતુરાઈ કરી મેં જીતીનાર.
એતો પરમેશ્વરનો ખયાલ, પડે પાર કે આણે કાળ,
લખીત વાત થાસે તેહ, એમ કહી ચાલે છે એહ.

દુહા.

શરીર સઘળુ જડાઇ ગયું, નીકળે રૂધીર નીરધાર;

લાખ વીંછુની વેદના, ભોગવે છે તેને ઠાર. ૧
પગ તળીઆં તરવઈ ગયાં, છેદ પડ્યા આ ઠાર;
પગ ધરતીપર નવ ધરે, દુખ તણો નાહી પાર. ૨
ભુખ તરસ પીડે ઘણી, વળી કાંટા ભાગે પાય;
હીમત મન નથી મુકતો, ચાલ્યો જંગલ જાય. ૩
વાઘ વરૂ ગાજે ઘણા, ડરતો નથી કાંય;
લખ્યું હશે મારા કરમમાં, થવાનું હોય તે થાય. ૪
એ બીથી ડરવું કશું, વીચારયું પોતે મન;
દુખે પાપે ચાલે નહી, શું કહુ મુખે વચન, ૫
સાત દીવસ એમ વહી ગયા, તે જંગલ મોઝાર;
દશ જોજનનું વન સહી, તે મુકીને નીસરયા બહાર. ૬
સુરજ તણું દરસન થયું, ત્યારે હરખ્યા રાજા મન;
પાહાડ એક નજરે આવીઓ, જોતામાં ગઓ છે ગગન. ૭
જ્યાંહાં પાહાડ તાંહાં જળ સહી, એમાં શો વીચાર;
દુખે પાપે જાઊ તાંહ, તારે મળશે અમરત અહાર. ૮
એમ વીમાશી ચાલીઓ, જળ વીના જીવડો જાય;
પહાડ સમીપ એક આવીઓ, તાંહાં એક અચરત થાય.
જુએ તો તે પહાડ નથી, એક રાક્ષસ દીઠો વીકરાળ;
લાંબા ચોડાની ગણત્રી નથી, બેઠું ગગને વીશાળ. ૧૦
જડ રૂપ તાંહાં થઈ ગયો, ચહતિન ટળયું સરીર;
વીક્રાળ વદન બીહામણું, કઈ તરેહ રાખ્યું ઘોર. ૧૧
અરે જીવ તું કેમ ડરે, મરવું એકજ વાર;
એમ વીચારી મન વીશે, નમીને કરયો જુહાર. ૧૨

ચોપાઈ.

નમન કરીને લાગ્યો પાંય, ત્યારે રાક્ષસ બોલ્યો કાંય:
કહાંથી આવ્યા આણે ઠામ, નવ આવે માનવનું નામ.
દેવ દાનવથી નવ અવાય, તો કોણ માત્ર તું માનવી કહેવાય;
મારે કીસમતે આવ્યો અહી, એ વાતમાં સંદેહ નહી.
નીત પશુના કરીએ આહાર, ઘણા વરસ થયા તે ઠાર;
માનવી ખાવાની ઇછા થઇ, તે તો આજ સંપરણ થઇ.
મારે આજ જીવવું સારથક થયું, તારી કાયાનો સ્વાદજ લઉં;
એવાં રાક્ષસના સુણી વચન, રાજકુંવર બોલ્યો તે દન,
એ વાતે ઘણું હરખીયું મન, સુખે ખાઓની મારૂં તન;
ઘણો ખુશી થયો હું આજ, શીઘ્ર કરો તમારૂં કાજ.
એક પલક તે વરસજ થાય, નથી દુખ વેઠાતુ કાય;

જોતું મારી કાયા ખાય, તો જીવ નીકળી સરગે જાય.
પરદુખ ભંજન મહારા તમો, વહેલા થાઓ દુખ પામું અમો;
એવાં રાજકુંવરનાં સુણી વચન, તવ રાક્ષસનું હરખ્યું મન
ઘણી કાંનતીને રૂપ વીશાળ, વાણી શુણતામાં ઉપન્યું વહાલ;
મધુર વચનથી વાણી કહી, આવ તને નહી ખાઉં અહી.
મરવુંતો કોઇને નહી ગમે, શા માટે મોત માગો આ સમે;
બાળપણામાં જોબન કાય, કેમ આવ્યા જંગલને માંય.
પરમેશ્વર વચમાં દરમીઆન, નહી ખાઉં એ તું નીસ્ચે માન;
અનેક સમ ખાધા તે ઠાર, આવ પાસે કરીશ ઉપગાર.
પાંચ દીવસ પરોણા રહો, દુખ હોય તે મુજને કહો;
હાવું રૂપ તમારૂં સાર, શો છે તમારો નીતે અહાર;
તે આણીને હાજર કરૂં, વચન તમારૂં મસતક ધરૂં.
રાજકુંવર કહે સાંભળો તાત, કહું મારા ખાધાની વાત;
મેદો ઘઉં તણો સહી જાણ, વળી સરકસ સાકર નીરવાણ.
તે તણો અમો કરીએ આહાર, તે કયાંથી આ જંગલ મોઝાર.

દોહરા.

એવાં વચન રાક્ષસનાં શુણી, હરખ્યો અપરંપાર;
ચાર ઘડીમાં લાવું સહી, તું બેસી રહે આ ઠાર. ૧
એમ કહીને પરવર્યો, ક્ષણ નવ લાગી વાર;
પોઠ જતીતી વણજારા તણી, જઇ પડીઓ તે મોઝાર. ૨
રાક્ષસે માયા કરી, તે સરવે સમેટી લીધ;
પાછો ફરીને આવીઓ, કામ કરી તે શીધ. ૩
અંન વસ્ત્રના ઢગલા કર્યા, ઘી સાકર બહું ખાંડ;
કરીઆણું વીવીધ પ્રકારનું, ત્રાંબા પીતળનાં ભાંડ. ૪
રાજકુંવર વીશમે થયો, જે જોઇએ તે ત્યાંય;
ઉનમત નહી કરી વાતની, વીશમે થયો મનમાંય. ૫
ખાન પાન મનગમતું કરે, તું મારો મીજબાન;
ચંતા મનની પરહરો, તને આપીશ જીવતદાન. ૬
ભક્ષ ભોજન વીધવીધનાં, કર્યા બતરીશે પાક;
ભાતભાતની શુખડી કરી, કરીયાં સુંદર શાક. ૭
રાજકુંવર પછી બોલીઓ, તું પીતા હું તન;
એક અરજ છે માહરી, કહોતો બોલું વચન. ૮
ત્યારે રાક્ષસ કહે કહો તમો, નવ ડરશો મન લગાર;
જે ઇછા તારા મન વીશે, તે કહો મુજને આ ઠાર. ૯
ત્યારે કુંવરે કરી વીનતી, જમીએ બેશીને સાથ;

એતો ઊમેદ છે મુજને, કહું છું જોડી બે હાથ. ૧૦
બીજી વીનતી તમ દાસની, અભંગ તમારી કાય;
બીક ઘણી લાગે મુને, તો મુખમાં કેમ ખવાય. ૧૧
એવાં વચન મુખે કહ્યાં, તારે હરખ્યો રાક્ષસ મન;
હસી કરીને બોલીઓ, તું સાંભળ પંથી જન. ૧૨
મારી માયાનો પારજ નથી, તુજ કારણ માનવ થાઉ;
આ જાત મારી તજુ, તુજ પાસે બેશી ખાઉ. ૧૩
એમ કહી થયો માનવી, ક્ષણું નવ લાગી વાર;
જાણે બીજો રાજવી થયો, શોભા અપરંપાર. ૧૪

## ચોપાઇ.

રાક્ષશે માયા પોતાની કરી, પહાડ જેવી કાયા પરહરી;
થયો માનવી દેવ સરૂપ, અચરત પામ્યો પોતે ભુપ.
ત્યારે હસી બોલ્યો રાજન, હવે તો મહારૂં હરખ્યું મન;
એમ કહીને પીરશી થાળ, જમવા તે બેઠા તતકાળ.
અચરત વસતુ આગળ ધરી, આરોગ્યા પછે પેટજ ભરી;
બત્રીસ વાનાની સુખડી સાર, વારા ફરતી કરે છે અહાર.
ઘણા સુઘડ ખાયછે પાન, બેઠા બેઉ જણા ધરીને માન;
વાત ચીત કરી બે ઘડી, એમ કરતાં તાંહાં રાતજ પડી.
નીરભે થઇને સુતા તહી, એમ ચાર પહોર રજની ગઇ;
પ્રાતકાળે ઉઠ્યા બેઉ જણ, કીધા બનોએ દંત ધાવન.
વળી બત્રીસી રસોઇ કરી, જમ્યા બંનો પેટજ ભરી;
બમણી લિજત પડી બીજે દીન, તેમ તેમ રાક્ષસ રીઝે મન;
કો દીન મોદીક કોઈ દીન કંસાર, કો દીન શીરા પુરી આહાર.
કો દીન વેઢમીને સુખડી, રાક્ષસ તણી ભાગી ભુખડી;
સાત દીવસ થયા તે ઠાર, રાક્ષસ રીઝ્યો અપરંપાર.
સવાદ ઇંદ્રીએ તે વસ થયો, મુખથી તે નવ બોલીઓ;
રાક્ષસ મનમાં કરે વીચાર, રાજ કુંવરને કહ્યું તે વાર;
હવે તમે ધરાયા અહી, હું પુછું તે કહોને સહી.

## દુહા.

રાક્ષસ મુખથી બોલીઓ, સાંભળ માનવ જાત;
શા દુખે તું નીશર્યો, તે કહો મુએ વાત. ૧
કોણ જાતછે તાહરી, કોણ માત કોણ તાત;
બાળપણે વનમાં ભમે, શા દુખે મુજ ભરાત. ૨
માંડી વાત મુજને કહો, હું ભાગુ તાહરૂં દુખ;

ઇશ્વર આણ એ વાતમાં, વીસતારી કહો મુખ. ૩
રાખી વાત ભાઇ તું કરે, તો ઇશવરની તુજ આણ;
સાચે શીધી છે સહી, માટે સાચો બોલ વાણ. ૪
ભાગીસ દુખ હું તાહરૂં, જાંહાં સુધી ધડમાં પ્રાણ;
સત વચન છે માહરૂં, તું સાંભળ ચતુરસુજાણ. ૫
વચન આપ્યું રાક્ષસે, તે લીધું કર મોઝાર;
પછે કરજોડીને બોલીઓ, તે વેળા રાજકુમાર. ૬
શીરકશતાનનો રાજીઓ, તેહ તણો હું તન;
ગુલબંકાવળી જોવાતણી, ઇછા માહારે મન. ૭
રાજ પાટ સરવે તજી, નીકળ્યો છું હું બહાર;
ફરતો ફરતો હું આવીઓ, તમો તણા ઘરબાર. ૮
હવે રજા આપો જો મુજને, તો ઝાલુ મારગ શીધ;
તમો સમ ખાધા મુજઆગળે, વચન આપુ મુજ નીધ. ૯
વીગત વાત માંડી કહી, મેં તો તમારી સાથ;
વચન પાળો તમતણું, સમ કરો પરમાણ. ૧૦
એવાં વચન શ્રવણે સુણી, રાક્ષસ થયો મન ભંગ;
કરમે કર અડકાડીઓ, બોલ્યો તેને સંગ.

ચોપાઇ.

બોલ્યો રાક્ષસ મુખથી વાણ, સાંભળ માનવી ચતુરસુજાણ;
તે ફુલ કાંઇ રસ્તામાં નથી, સાચી વારતા કહું છું કથી.
બંકાવળી નામે પરી છે સહી, તેની શોભાનો પારજ નહી;
તેની વાડીમાં એક છે ફુલ, ઘણી સુઘડ અને વસ્તુ અમુલ્ય.
તેની રક્ષા કરવા રહું છું હું, સત્ય કરીને માનજે તું;
અઢાર હજાર હું સરખા સેનાપતી, તેની સૈન્યાની શું કહું ગતી.
એકસો બાસઠ ચોકી જાણ, એક હઢાર હજાર નિરવાણ.
તમો કેઇ પેરે જાશો તહી, મુજને ચિંતા થાશે અહી;
તેના બાગનું બહુ છે સેન, ત્યાં તમો જાશો જી કેમ.
માનવીથી જવાએ નહી, માટે તમો ત્યાં જાશો નહી.
ત્યાં સઊ રાક્ષસ રક્ષા કરે, પવન સરખો નવ સંચરે;
જમીનપર ચોકી વીંછુ ને નાગ, ગગને સ્ત્રી પરીની જાત.
ફરતો કોટ રાક્ષસનો તહી, દેવતા થકી જવાય નહી;
ચંદ્ર સુરજની દ્રષ્ટિ નવ જાય, તે ફુલ તુજથી કેમ લેવાય.
પ્રથમ ચોકી માહારી સહી, માહારી નજરે દીઠું નહી;
તે કેમ આવશે તાહારે હાથ, રાક્ષસ દુખ ધરે મન સાથ.
હવે વચન માહારૂં મિથ્યા જશે, એ કારજ કેઇ પેરે થશે;

તેતો કીધોછે ગુણ અપાર, અમરત વસ્તુ કરવી આહાર.
મારૂ વચન જો મિથ્યા થાય, ધીકાર પડયો અમારી કાય.
ધીકાર પડયો જો જાય વચન, ઘણું પસ્તાઊંછું મારે મન;
જીવ જવાસુંધી કરવાનો કાજ, બાંહે ગ્રહ્યાની રાખવી લાજ:
ભક્ષ ભોજન કરોને તમો, એક રાક્ષસ તેડી આણીએ અમો:
એવાં વચન રાક્ષસનાં સુણી, રસોઈ શીઘ્ર કરી ચોઘણી;
ચાર ઘડીમાં કરી તઈઆર, ચતુર નરને શાની વાર;
પોતાની વાણીએ કરયો પોકાર, એક રાક્ષસ આવ્યો તે ઠાર;
જુહાર કરીને ઉભો સાર, વાત કરવા લાગ્યો તેઠાર;
રાજકુંવરને દીઠો જેટલે, રાક્ષસ મુખ બોલ્યો તેટલે;
એ માનવરૂપ કયાંથી લાવીઆ, એ ઉપર કેમ રાખી દયા;
ઘણી સકોમળ તેની દેહ, મનતણો ભાગ્યો સંદેહ;
કેમ રાખોછો હેતજ ધરી, એવી વાણી તેણે ઓચરી.

દોહરા.

એવાં વચન તેનાં સુણી, બોલ્યા મીત્ર વચન;
એ દેવ થકી અધીક છે, મેંતો આપ્યું સત વચન ૧
એના ગુણનો પારજ નથી, એણે આપ્યો અમૃત અહાર;
પુત્ર કરતાં અદકો ઘણો, સુણો મીત્ર આ ઠારે. ૨
મરતુ લોકના માનવી, એની શોભાનો નહી પાર;
બીજા ગુણ એમાં ઘણા, શા મુખે કહું વિસ્તાર. ૩
નીમક હરામ હું થયો, એને ભાગી માહારી ભુખ;
શું ઓશીંગળ થઈશું અમો, એ નારને મોટું દુખ, ૪
માટે તેડ્યા મેં તમો, બેસો ને આ ઠાર;
ખાન પાન કરીએ સહી, પછી કરીએ એક વિચાર ૫
બેઉ જણા બેઠા સહી, વીજે માનવી સાથ;
મુકયાં ભોજન મુખ આગળે, આણી મન ઉલાસ. ૬
સાત વાનાની સુખડી, બીજુ સાહીત અપાર;
મુખ આગળ તે મુકીયું, તે કરવા બેઠા આહાર. ૭
અમરત વસ્તુ મુખમાં ધરી, ઘણા સોભતા સાર;
તેમ તેમ રાક્ષસ રીજીઆ, આણી મનમાં વહાલ. ૮
ધન માનવ તારી બુધને, તરૂપત કરયું મુજ મન;
શું દુખ છે તારી કાયને, કહે મુખ સત વચન. ૯
જે વસ્તુ ખાધામાં નહી, તેનો ચખાડયો સ્વાદ;
તું કહે તે કરીએ અમો, મનમાં આણી ઉલાસ. ૧૦
તેવારે પાહાડ મુખ ઓચરયો, એનેછે મોટું દુખ;

તેતો કામ થવાનું નથી, એવું બોલેછે મુખ. ૧૧
ગુલબંકાવળી જોવા તણી, ઇચ્છા છે એને મન;
તે કારણ વનમાં ભમે, તું સાંભળ મીત્ર વચન. ૧૨
મહારે શરણે એ આવીઓ, કરાવ્યા અમરત અહાર
નિરાશ થઇ જાશે શહી, તો ધીક આંપણો અવતાર. ૧૩
માટે તેડયો તુજને, કેઇ પેરે થાય એનું કામ;
મનોરથ પોહોચે એહનો, તો થાય આપણું નામ. ૧૪

ચોપાઇ.

એવાં વચન પહાડનાં સુણી, તેના મીતરે વાણી ભણી;
એ વાતની ચિંતા નહી, એનું કામ થવાનું સહી.
મોકલું માહારી ભગનીની પાસ, તે પુરવાની એની આશ;
ઘણી ફોજ તેનેસરવથી, રાક્ષસ વિદ્યાનો પારજ નથી.
પ્રથમ ચોકી તેની સહી, તે નીશચે કામ કરવાની તહી;
એમ વિચારયું મન મોઝાર, કાગળ એક લખ્યો તતકાળ.
ઘણી વિનતી તેમાં લખી, તેડયો એક રાક્ષસ મુખી;
જે ફરમાવો તે હું કરૂ, દ્યો આગ્ના તો મસ્તક ધરૂ.
તે રાક્ષસ બોલ્યો તે ઠાર, મહારી બેન અબોલા સાર;
તેની પાસે જાવને સહી, આ માણસને સાથે લેઇ
પ્રથમ જઇને આશીશ કરો પછી એના બોળાંમધરો
તારા ભાઇતણો જે પ્રાણ, નિશ્ચે માનજે સાચી વાણ;
જીવથકી કરજે જતન, જાણે પેટતણો મુજ તન.
જતન કરી એને રાખજે, એની આશા પુરી પાડજે;
મુખજુબાની એવી કહી, વળી કાગળ કર આપ્યો લેઇ.
ફુલની પેરે જાળવજે તું, નહી તો મારી નાખીશ હું;
પ્રતીઉતર પાછો લાવજે, ચાર ઘડીમાં પાછા આવજે.
વધતી વાર લાગશે આ ઠાર, મારીનાંખીશ આણી વાર;
તે સેવકે નામ્યું શીશ, ઉઠીઓ તે વેળા તે દીશ.
એક હાથપર બેસાડયા જાણ, બીજે કર હાંકી નિરવાણ;
ગગનમારગે ચાલ્યો વહી, ચાર ઘડીમાં પોહોચ્યો શહી.
અબોલા બેઠી હતી મુકામ, ઘણી શોભા છે તેણે ઠામ;
દીઠો અનુચર હરખી નાર, તેને જોઇને કરયો જુહાર.
મુખજુબાની સઘળી કહી, ઝોળા મધ્યે મુકયો લેઇ;
જોઇ મુખને હરખ્યાં મન, ધનધનરે આજનો દન."
જાણે પ્રગટયો દીનકર સુર, એવું તે માનવનું નુર;

અબોલા બોલી તે ઠામ, માહારા ભાઇને કરજો પ્રણામ;
તમે મોકલ્યો તે માહારો પ્રાણ, નિશ્ચે કરી ભાઈતું જાણ;
અનુચર ત્યાંથી પર્યો, આવી પેલા રાક્ષસને મળ્યો;
આવી હકીકત સરવે કહી, તે રાક્ષસ હરખ્યો તહી.

**દોહરા.**

અબોલાએ મન વિચારીવું, માનવ આવ્યો મુજ પાસ;
માહારા ભાઇએ મોકલ્યો, તેની કરવી બરદાશ. ૧
એ પુત્ર છે કોઇ રાજાતણો, આવી ચડયો હશે ત્યાંય;
એ બત્રીસ લક્ષણો સહી, શું કરવું હવે આંય. ૨
પુત્રી માહારી મોટી થઇ, જેનું મેમુદા નામ;
તેની સાથે પરણાવું અમો, તો થાય માહરૂ કામ. ૩
એવું મન વિચાર કરી, બોલાવી મેમુદા નાર;
તેડીને કહ્યું તહી, તને પરણાવું ભરથાર. ૪
ત્યારે મેમુંદાએ વાણી કહી, હું ખુશી થઇ અપાર;
તમો એને કયાંથી લાવીઆ, સાચું કહો આ ઠાર. ૫

**ચોપાઈ.**

શીકાર રમવા ગઇતી બાહાર, તાંહાંથી લાવી રાજકુમાર;
અચરજ તેતો થઇને રહી, પછે તેણે વાણી કહી.
માતાજી પરણાવો મુને, એતો સાચું કહુછું તુને;
માતાએ પરણાવી તે સાથ, પછે રાજા સાથે કીધી વાત.
એકાંત જગા પોતાની સહી, તેમાં ભરતારને તેડી ગઇ;
પછે કર જોડીને બોલી નાર, તમે વીગતવાત કહો ભરથાર.
રાજકુંવર પછે બોલ્યા તહી, માહારી વીગત હું કહુછુ અહી;
સમ દીધા માટે કહુછું અમો, પુછોછો તો સુણજો તમો.
હુછુ રાજા કેરો પુત્ર, બાળપણામાં મેહેલું ઘર સુત્ર;
ગુલબંકાવળી જોવાનું મન, તે કારણ નીકાળ્યો હું વન.
પ્રથવી કેરા કહાડયા પાર, ફરતો ફરતો આવ્યો આ ઠાર;
એક રાક્ષસ શું મીત્રાઇ થઇ, તેણે મોકલી દીધો અહી.
અબોલા હરખી મન સઇ, તેણે મેહેલ આવ્યો તહી;
તુને પરણાવી આપી કરગરી, મુખથકી વાણી ઓચરી.
સુખ ભોગવો નરને નાર, વઇભવ ભોગવો અપરમપાર;
જોઊં ફુલ તો ભાગે ભુખ, ત્યાર પછી ભોગવવું સુખ.
પરમેશ્વર મેળવી જોડ, પણ નવપોહોચ્યા મનના કોડ;
બંકાવળી ફુલ જોવું એક વાર, તો સફળમારો અવતાર.

નહીતર હું રેહેવાનો નથી, સાચો વારતા કહુંછું કથી;
એવાં તે નરનાં સુણી વચન, પ્રસન થયું વીનતાનું મન.
એ વાતની ચિંતા નથી, ગુલબંકાવલી દેખાડીશ સરવથી;
એ અબોલાં માતા મુજ જાણ, તે કહાડેછે મુજપર પ્રાણ.
મારૂં વચન મીથિયા નવ કરે, મર કહુતો નીશ્ચે મરે;
જીવ એકને જુજવી દેહ, માહારા ઉપર રાખેછે નેહ.
બળતણો કાંઇ પારંજ નથી, તેથી કામ થાસે સરવથી;
ભેદ પરપંચ કરશે તે ઠાર, માટે જાઇએ ચાલો ભરથાર.
એવાંવીનતાનાં સુણી વચન, તેથી રાજકુંવર હરખ્યો મન;
નરનારી આવ્યાં ત્યાંય અબોલાને લાગ્યાં પાય.
દીઠા નરનારીનાં મુખ, ઘણી રાક્ષણી પામી દુખ;
ખોળામાં બેસાડી નરનાર, મુખ થકી બોલ્યા તે ઠાર.
શુંછે નરનારીને દુખ, બંન્યોનાં ઉતરીઆં મુખ;
ખાવા પીવાની કમતી નથી, કેમ દુખ ધરો સરવથી.
એવાં વચન સુણાને ત્યાંય, કુંવરી લાગી માતાને પાય;

દોહરો.

માતાજી સુણો મુજ વીનતી, મહારા સ્વામીને બહુ દુખ;
નીસાસા નાંખીયા કરે, નથી ભોગવતા સુખ. ૧
ખાય નહી પીવું નહીં, હાશ વીનોદ કે વાત;
સંસારનું સરવે તજી ઝુરે દીવસને રાત. ૨
મહારે કાજ તમો લાવીયા, સ્વામી ચતુર સુજાણ;
આશા નવ પહોંચી માહરી, કરમે કીધી હાણ. ૩
ઘણી વીનતી મેં કરી, ત્યારે બોલ્યા વાણ;
ગુલબંકાવલી જોઊ નહી, તો જાસે માહારા પ્રાણ. ૪
અબોલાએ ચાંપ્યો રૂદે, હાથ ફેરવ્યો શીશ;
ચિંતા તજરે દીકરા, કરીશ તુજને બક્ષીસ. ૫
બાગ દેખાડીશ એહનો, એમ બોલી તે મુખ;
ચિંતા તજરે દીકરા, કરીશ તુજને સુખ. ૬
ત્યાં કરતી ચોકી રાક્ષસની, ગગને પરી અતુલ્ય.
આંખમાં ધુળ નાંખી સરવને, દેખાડીશ એનું ફુલ. ૭
સત વચન છે માહરૂં, કરવું મહારે કામ.
ફુલ દેખાડું નજરે કરી, તો અબોલા મહારૂં નામ. ૮

ચોપાઈ.

એમ મનાવ્યું કહીને મન, નરનારીનુ હરખ્યું વદન;

ખાનપાન કરાવોની જઈ, તેડું ત્યારે આવજો અહી.
ગયા મુકામે નરને નાર,-અબોલાએ મન કરચો વિચાર;
એ નર નારીને થાશે સુખ, દેખાડું ફુલતો જાએ દુખ.
એમ વિચાર કરચો તે ઠાર, તેડ્યા રાક્ષસ એક હજાર;
આવી કરીને મનાવ્યું શીશ, જે કહો તે કરીએ આ દીસ.
અબોલા કહે કરો એક કામ, ઊંદરનું રૂપ ધરો આ ઠામ;
સળંગ મુકો આણે ઠાર, જાય ગુલબંકાવળી મેહેલ મોઝાર.
ચોકીવાળા કોઈ જાણે નહી, એ રીતે કામ કરવું સહી;
તે રાક્ષસોએ વચન ચડાવ્યું શીશ, એમ કહી ચાલ્યા તેહીશ.
ઊંદર કેરાં રૂપજ ધરચાં, સળંગ પાડવાને પરવરચા;
રાક્ષી વિદ્યા તેને શી વાર, ક્ષણમાત્રમાં ફાડે પાહાડ.
તે વાડીમાં પાડ્યું દ્વાર, પાછા ફરી આવ્યા તે ઠાર;
અબોલાને કરચો જુહાર, શીઘ્ર કામ કર્યું તેવાર.
એવાં વચન રાક્ષસનાં સુણી, ખુશાલી વાધી મનમાં ઘણી.
જાઓ જંગલમાં ફરતા ફરો; ભક્ષ ભોજન મન ગમતાં કરો;
એમ કહીને આપી રજાય, સહુ સહુના મુકામે જાય.
પછે રાજકુંવર તેડાવ્યા જાણ, મુખ થકી તે બોલ્યાવાણ.
ગુલબંકાવલી દેખાડું આજ, કરૂ તારા મનનાં કાજ;
આ સલંગમાંથી જાઓ તહી, દુરથી જોઈને આવો અહીં;
કરશો લાભતો થાશે ઘાત, નકી માનજો સાચી વાત;
કદાપી કોઈની પડશો દ્રશ્ટ, તો તો ઘણું ભોગવશો કષ્ટ;
મેં જીવ ગયે કરવું છે કામ, ચેતવુંછું હું આણે ઠામ;
એમ કહી તેડાવ્યા દાસ, તતક્ષણ આવી ઊભા પાસ;
આ માણસને લઈ કરી, દેખાડો વાડી નજરે ભરી;
સળંગમાંથી નવ કુહાડશો બહાર, ઉભા રહેજો જ્યાંઘરનું દ્વાર.
જો વાંકો થશે એનો વાળ, તો તો આણીશ તમારો કાળ.
જતન કરી દેખાડો જઈ, પાછા તેડી લાવજો અહી.
એમ કહીને વળાવ્યો રાય, લઈ ચાલ્યા સળંગના માંય,
જે ઠેકાણે પાડ્યું દ્વાર, ચાર ઘડીમાં આવ્યા તે ઠાર;

દોહરા.

દ્વારને મુખ આવી કરી, બોલ્યો અનુચર વાત;
ગુલબંકાવલી બાગજ સહી, જુઓની તમો ભ્રાંત. ૧
ન્યાળોને જોયું તહી, જાણે ઉદેકાર ઉદ્યોત;
ઈંદ્રપુરી કોણ માત્ર, એવું દેખાય જાકમ જ્યોત. ૨
રાક્ષસ સાથે બોલિયો, જાવા દે મુજને બહાર;

જોઊં ચરચા બાહાર જઈ, પાછા આવીશું આ ઠાર.૩
નહીતર ખા તું મુજને, નહીતર જોઈશ પ્રાણ;
જોયા વિના નવ રહુ, સાચો માન મુજ વાણ. ૪
જેમ દીપકમાં પડે પતંગીઆ, તેમ પડવા માંડયું બહાર;
રાક્ષસે ઝાલી કરી, લીધો સળંગ મોઝાર. ૫
અરે મુરખ તું માનવી, એ શું કરે છે કામ;
જીવ જશે એક પલકમાં, તું બોળસ માહારૂં નામ. ૬
જક્ષ કે વળી રાક્ષસો, દેખશે જો તારી કાય;
ભક્ષ કરી જાશે તુને, તેનો શો ઉપાય. ૭
બાળાએ મુજને સોંપિઓ, હું શું કરૂં તે ઠાર;
બુધિ ભ્રષ્ટ તું કેમ થયો, મનમાં કરોની વિચાર. ૮
એવાં વચન તેનાં સુણી, બોલ્યો તે મુજે વચન;
નવ જાવા દે મુજને, તો પાડીશ માહારૂં તન. ૯
જીભ ખેંચી કાહાડીને મરૂં, કે મારીશ પેટ કટાર;
જોયા વિના જાવાનો નથી, માહારે મરવું એકજવાર.૧૦
રાક્ષસે મન વિચારીયું, બેડી પડી મુજ શીશ;
જે બનશે તે ખરી, આપી રજા તે દીશ. ૧૧
તુજ કારણ મરશું અમે, શું મુખ દેખાડીશું ત્યાંય;
લખ્યું હશે તે થશે, જે મુજ ક્રીસમત માંય. ૧૨

## ચોપાઈ.

એમ કહી આપી રજાય, પેઠો કુંવર તે બાગની માંય;
જીવ ગએથી જે નવ ડરે, મન ચીંતવું તે તો કરે.
સરોવર તણીછે પ્રથવી તહી, જરા રજને કચરો નહી;
પુસ્પ ઝાડતો અપરંમપાર, કવી કહે શું કરૂં વિસતાર.
દેવતાઈ ઝાડ દેવતાઈ ફુલ, શોભા ચિંતામણી સમતુલ્ય;
ઘણાં વ્રક્ષ તે શોભામાન, સરોવર સરખી શોભા જાણ;
કોઈ રૂપા સરખા સહી, તેની સોભાનો પારજ નહી.
કોઈ વ્રક્ષે હીરા સરીખાં ફુલ, ઘણું તેજ ઝળકે અમુલ્ય;
કોઇ ઝાડ ઉપર મોતીની જુલ,શોભા ચિંતામણી સમતુલ્ય,
કોઇ ઝાડ લીલમના સહી, તેના સામુ તો જોવાય નહી;
કોઈ ઝાડ જાણે હીરાની જ્યોત, ફળ જાણે ઈંદુકાર ઉદ્યોત.
કોઈ ઝાડ શોભે બહુ સાર, ફળ જાણે રત્ન જળકાર.
એવા કેરા પારજ નથી, એ દેવતાને દુરલભ સરવથી;
પુસ્પ સુઘડ તેનો નહી પાર, જોતા ચાલ્યો રાજકુમાર.
જોતા જોતા ચાલ્યો જાય, આણંદ તેને અંગ ન માય.

દીઠા દરવાજો તે ઠાર, સોનાના થંભ રૂપાના દ્વાર.
રતન જડીત તણાં છે કામ, ઘણી શોભા દીઠી તે ઠામ.
બારી ઉઘાડી દીઠી તહી, તે મધ્યેથી ચાલ્યો વહી;
કીધું પરમેશ્વરનું થશે, જોઉ આગળ બીજું શું હશે;
એમ વિચારી મુકયો પાગ, વળી આગળ આવ્યો જોઈ બાગ
દીઠા ત્યાં એક સુંદર મેહેલ, તે આગળ સ્વરગ પુરી સહેલ;
અમરા પુરી શીવપુરી કેરો ઠાઠ, વઈકુંઠપુરીથી સુંદર વાટ.
દેવતાઈ ઠામ વિશ્વકરમાએ કીધ, ઘણી રચના છેવીધ વીધ;
જાણે કોટીક ઉગ્યા ભાણ, એવો મેહેલ શોભે નીરવાણ;
ગુલબંકાવલી હોજ છે સાર, ફુવારા છુટે સેહેસ્ત્રધાર;
તેની પાસે સુંદર તળાવ, પાળ તેની રતન જડાવ;
તે મધ્યે એક સુંદર ફુલ, શોભા ચિંતામણી સમતુલ.
લાખ પાંખડી ખીલી રહી, તેની શોભાનો પારજ નહી.
ગુલબંકાવલી તેનું નામ, કુંવરે નિશ્ચય કીધો આમ;
એ શિવાય બીજી નથી, સીધ કામ થયું સરવથી.
વસ્ત્ર ઉતાર્યાં તેની વાર, પડ્યો જળમાં ન લાગી વાર;
તોડ્યું ફુલ તે જતન કરી, આવ્યો બહાર તે જળમાં તરી.
વસ્ત્ર પોતે પરીધાનજ કીધ, પુસ્પ કેડમાં બાંધી લીધ;
પછી તે મનમાં કરયો વિચાર, હવે મેહેલ જોવું તે ઠાર.
એવું પોતે વિચાર્યું મન, કામ મહારૂં થયું તે ધન;
મહારા પીતા તે દેખતા થશે, ચડયું કલંક તે ઉતરી જશે.
પ્રભુ રાખ્યો તેં મારે ટેક મન ખુશી થયું મહારૂં વિસેક;
ધન રાક્ષસ ધન અપેલા નાર, મહારૂં કામ ઉતારયું પાર.

દોહરા.

જોઉ ચરચા સઉ મેહેલની, એમ વિચારયું મન;
નીરભે થઈને પરવરયો ત્યાંથી તે ભાવન. ૧
ચાલ્યો મેહેલમાં ચતુર મહા, શોભા અપરમપાર;
દેવ કામ ઝલકી રહ્યા, તેનો કહું વિસ્તાર. ૨
બારણાં બાર સામને બારીઓ, જાળો અટારી માળ
સોવરણ સ્થંભ ઝળકી રહ્યા, ચીત્ર વિચીત્ર વિશાળ. ૩
કામ છે આરસપાહાણનું, જાણે જળહળ જ્યોત;
દીવસ રાત જણાય નહી, ઉદેકાર ઉદ્યોત. ૪
કવી કેહે શું વરણવું, મેહેલ સુંદર તે ઠાર;
ત્રણ લોકમાં શોભા નથી, કેટલો કરૂં વીસ્તાર. ૫
પુરવ જનમ સંચે કરી, રાજકુંવર તાંહાં જાય;

લખીત વાત મટે નહી, ભાગ્ય લખ્યું તે થાય, ૬
જોતો જોતા સઘળે ફરે, નથી ડરતો કાંઈ મન ;
જુવેછે રચના અતી ઘણી, નીરખે છે રાજન. ૭
પશુ પંખી કે માનવી, નથી કોઇ નર કે નાર;
હાવી રચના કોણે કરી, એમ કરે વીચાર; ૮
એમ વીચારી તે ચાલીયો, ચડયો સાતમે માળ;
રચના છે અતીઘણી, તરેહ તરેહના ખ્યાલ. ૯
પુસ્પ નાહાના પ્રકારનાં, સુગંધનો નહી પાર;
હીંડોલો હીરે જડયો, ત્યાં સુતી એક નાર. ૧૦
જાણે સશી જળકી રહો, રંભા કુળ અવતાર;
જાણે ચમકે વીજળી, આવ્યો માસ અસાડ. ૧૧
તેજ ઘણુ તે નારનું, વાગ્યું મોહનું બાણ;
આજે તમર આવિયા, જોતાં નીરખ્યા ભાણ.
મુરછા ખાઈ અવની પડયો, જાણે સુતો સેજ;
વીનતા કાંઈ નથી જાણતી, ભર નીંદ્રામાં છેજ. ૧૩

ચોપાઇ.

હીમત રાખી ઉભો સહી, વીનતાની શોભા જુવે તહી;
છુટી વેણી કુચપર લપટાય, જાણે મણીધરની શોભાય;
પરવાળી જોઇ થયો મન ભંગ, તેથી અદકો અધુંરનોરંગ
ઝાંખી પડે તારાની જોત, તેથી દંત ઝળકે ઉદ્યોત;
મૃગ અણી ભ્રગુટી ભાળ, મુખ કમળથી શોભા વિશાળ;
કુચ સ્થળની ઉપમા ઘણી, જાણે શોભા નારંગી તણી;
કદળી લજયા પામીને રહી, તેથી જંગા નાજુક છે સહી;
ગુલાલ જોઇ લાગ્યો ડાઘ, તેથી પગના પાની લાલ;
આભુશણ તણો નહી પાર, જોતાં ત્રમ થયો રાજકુમાર.
નખશીખથી નરખી તે નાર, નીસાસા મુકયા તેણીવાર;
કયાંથી પોચે મનના કોડ, ત્રણ લોકમાં નહી વીનતાની જોડ;
કયાંથી ભાગ્ય મારૂ ફળે, એ વીનતા કેમ મુજને મળે;
કદાચને જાગી ઉઠશે, કરે ક્રોધ તો જીવજ જશે;
હું આવ્યો તે શું જાણશે નાર, માટે નીશાન મુકુ આઠાર
એમ વીચારી ગયો તે ભણી, વીંટી કહાડી સ્ત્રી તણી;
પોતા કેરી ઘાલી દેઈ, તેનો શોભા નવ જાએ કહી;
છબી તેમાં પોતાનો સાર, જેવું રૂપ તેવો આકાર:
વીંટી તેમાં પોતાનું રૂપ, અદલાબદલી કરી ચાલ્યો ભૂપ;

પછી તજી આવ્યો તે ઠામ, આવ્યો જાંહાં ગુફા મુકામ;
રાક્ષસે મનમાં કરયો વીચાર, કેમ લાગી આવડી વાર.
એટલે આવ્યો રાજકુમાર, રાક્ષસ હરખ્યો તેણે ઠાર;
દીઠો માનવી હરખ્યું મન, ઉચકીને આવ્યો તે જન.
અમોલા આગળ મુકયો જઈ, ઘણી ખુશાલી મનમાં થઈ;
હશી મુખે બોલી વાણ, સુણો માનવી ચતુરસુજાણ.
ગુલબંકાવળીનો જોયો બાગ, એવાં વચન બોલી તે જાગ;
માતાજી તમારી કીરપા સાથ, આશા પુરી પડી મુજ તાત.
હરખ્યું અમોલા કેરૂ મન, તેડાવ્યા રાક્ષસ તેણે દન;
જાઓ સળંગ પુરો આ ઠામ, નહીતર જાશે આપણું નામ.
બરાબર ભોમીને કરો, પછે સુખે ફરતા ફરો;
રાક્ષસી વિદ્યા તેને શી વાર, પૃથ્વીમાં પૃથ્વી મેળવી તે ઠાર.
કરો મોજ તમો નરને નાર, વઈભવ ભોગવો અપરંપાર;
પછી તે સ્ત્રીને આપ્યું સુખ, ગયું તે વીનતાનું દુખ.

દોહરા.

મનના મનોરથ પુરા થયા, ખુશાલી વાધી અપાર;
પછે નરને સુખે માલ્યા, કીધા વાત વીચાર. ૧
ઘણી સુઘડ તે સુંદરી, રૂપે રતી સરીખી કાય;
તેથી શોભા ચોગણી, રૂપે સુંદર રાય. ૨
જુગતે જોડું નર નારનું, કરે વીનોદને રંગ;
વઈભવ ભોગવે ઇંદ્રના, આણંદ બેઉને અંગ. ૩
પ્રાતઃકાળે ઉઠી કરી, જાય અમોલા પાસ;
દેખીને રીજે ઘણું, પામે મન ઉલાસ. ૪
ખોળાપર બેસાડે લઈ, ડાભા જમણી નર નાર;
જોઈ મુખ નર નારનું, હરખે અપરમપાર. ૫
જે જોઈએ તે હાજર કરે, કશી વાતે નહી દુખ;
ખાય પીએ રંગે રમે, સદા ખુશાલી સુખ. ૬
એક સમે તે બોલીઓ, વીનતા પ્રતે વચન;
માત પીતાને મળીએ જઈ, જો માને તારૂં મન. ૭
તારા સજનને હું મળ્યા, તું પણ મળે પરીવાર;
રાજપાટ જઈને કીજીએ, તારે સફળ થાય અવતાર. ૮
રાજપાટ ભોગવ્યા તણી, ઇછા છે મનમાંય;
વીજોગ ટળે વહાલા તણો, એમ મુખથી બોલ્યા રાય. ૯
મુવે છુટવાના નથી, કરમે કીધી હાણ;
મનના મનોરથ કયાં પોચશે, કાળાગ્રહની ખાણ. ૧૦
એવાં વચન શ્રવણે સુણી, બેમુદા બોલી વચન;

ચીંતા મનની પરહરો, શીધ ધરો દુખ મન. ૧૧
ખુશી થયો તે રાજવી, કીધો ભોગ વીશાળ;
રજની વિતી રંગમાં, થયો તે પ્રાતુસકાળ. ૧૨
અશનાન દાન ભોજન કરી, સજા સોળ સણગાર;
નર નારી બેઉ આવીઆ, અબોલા બેઠી તે ઠાર. ૧૩

ચોપાઇ.

દીઠા નરનારીની દેહ, અબોલાને લાગો નેહ;
ખોળામા બેસાડી જોડ, દીઠું મુખને પામી કોડ.
ઘણી કાંન્તીછે રૂપ વિશાળ, આવ્યું રાક્ષસણીને વાહાલ;
દીપ વસ્ત્ર સણગાર સોળ, ચંદ્રવદની મુખ રાતાં તંબોળ.
જાણે ઈંદ્રાણીના રૂપ, ગગનથી ઉતરીયા ભુપ;
તેવી સોભા નરની થઇ, ઘણી રાક્ષસણી મનમા માહી.
માગો માગો તમો નરનેનાર, જે માગો તે આપૂ આ ઠાર;
વચન તમારૂં મીથા નવ કરૂં, જે માગો તે હાજર ધરૂં.
ચંદ્ર સુરજને માગો તમો, તો તે આણી આપું અમો;
ઘણું મને આવ્યું વહાલ, માગો તે આપૂ તતકાળ.
તેવારે મેમુદા બોલી વચન, હરખી કરીને તે દન;
માતા માગવા આવ્યાં નરનાર, વચન આપોતો માગુ આઠાર.
સત્ય વચન આપો કર ધરી, જે માગો તે આપુ દીકરી;
રબે સરમાતાં નરને નાર, ઇછા હોય તે માગો આ ઠાર.
એવાં વચન અબોલાના સુણી, મેમુદાએ વાણીભણી;
અમો નરનારી કેરી જોડ, માત પીતા મળવાનો કોડ.
કુટંબ પરીવારનાં જોઇએ મુખ, તોતો થાય માતાજી સુખ;
મુજ સ્વામી ઝુરે રાતને દન, માત પીતા મળવાનું મન.
માટે રજા જો આપો માય, તો સૌ કુટંબ મેળાવો થાય;
એવાં વચન બોલી તે સાથ, ત્યારે અબોલાએશીર મેલ્યો હાથ
મુજને વચને બાંધી ફરી, એ શું વાણી મુખે ઓચરી;
કેમ વાળીશ હું મારૂ મન, કેઇ પેરે જશે મારા દન.
તારો વાંક નથી લગાર, તારા સ્વામીએ શીખવ્યું આઠાર;
ચંતો એને સુંપી તને, એણે દગો કીધો મુને.
વચન મહારૂં મીથા નવ કરૂં, તારે વીજોગે નીસ્યે મરૂં;
એમ કહી રાક્ષસી રહી, ત્યારે કન્યા બોલી તહી.
માતાજી હુંતો તારી બાળ, બાળપણાથી રાખોછો વહાલ;
વસ્ત્ર આભૂશણ ને પાન, સોળ વરસની કીધ નીધાન.
સુંદર સ્વામી પરણાવો મુને, સઘળો ઓશીઓ વીતો તુને;
હવે સકળ જનમારો મારો થાય, જો વસ્તીમાં જઇએ માય.

દોહરા.

એવાં વચન કુંવરીનાં સુણી, હરખી અબોલા મન;
જાઓ નરને નારી તમો, મળો કુટંબ સજન. ૧
વસ્ત્ર આભુસણ આપીયાં, શણગાર આપ્યા બહુ ત્યાંય;
જુવે મુખ નરનારનું રાક્ષશી, રાજી થાય મનમાંય. ૨
એકેકો વાળ પછે આપીયો, પોતાના શરીરનો જેહ;
કદાપી દુઃખ તમે પામશો, હું જાણીસ માહારા દેહ. ૩
આગની ઉપર તમે બાળજો, કદી પડે કાંઇ દુખ;
તે વેળા જાણ મુજનેથશે, અમો આવીને કરશું સુખ. ૪
હરાડ હજાર રાક્ષસ લઇ, આવી પહોચીશ હું ત્યાંય;
તારા દુશમનને ઠાર કરીશ, નીસ્ચે જાણો મનમાંય. ૫
એમ કહી વળી તેડીયા, બે જક્ષ તેણીવાર;
આવીને ઉભા રહ્યા, કરયા ડંડ જુહાર. ૬
આ નર નારીને લઇ કરી, ઉડો ગગન મોજાર;
એ કહે ત્યાં મુકો જઇ, પાછા આવજો આ ઠાર. ૭
કદાપી એ દુખ પામશે, વાંકો થાશે વાળ;
તો તો મારી નાખીને, આણીશ બેહુનો કાળ. ૮
પોહોચ લખાવી લાવજો, એમના હાથની અહી;
એમ કહીને વીદાય કરયા, રાક્ષસને સહુ તહી. ૯
રાક્ષસ વાટે વીનવે, બાપ કીયું તમારૂં ગામ;
તાંહાં જઇ ઊતારીએ, એમ બોલ્યા કરી પ્રણામ. ૧૦
રાજ કુંવર ત્યારે બોલીઓ, ફરદ સહેર મોજાર;
તાંહાં જઇ મુકો મુને, તો પોચે મનની આશ. ૧૧
ચારઘડીમાં મુકશું, એમ કહીને ઉડયાં જાય;
આવી પહોંચ્યા પલકમાં, જ્યાં લાખીને ત્યાંય. ૧૨
તે શહેર સમીપે જઇ રહ્યા, દીઠા મેહેલ આવાસ;
કીયો મેહેલછે તમ તણો, ઓળખો આણીઉલાસ. ૧૩
નવ ટુંકા મેહેલ લાખી તણા, ઓળખ્યા તેણે ઠામ;
રાજકુંવરે દેખાડીયા, ઊતરયા તરત તે ઠામ. ૧૪
નરનારીને મુકીયાં, મેહેલ્યાં મેહેલની માંહ્ય;
રાક્ષસ બેઠા બારણે, નવ ઓળખે તેને તાંહ્ય. ૧૫

ચોપાઇ.

બેઉ ગયાં મેહેલની માંય, લાખી ગુણકા બેઠી તાંય;
દીઠું રાજકુંવરનું મુખ, ગયું દોહલું તેહનું દુખ.
જાણે અંધ પામ્યો લોચન, તે ખુશાલી થાયી મન;
ડંડવત કરી નામ્યું શીશ, સફળ જન્મ થયો આ દીશ.

મોતીની થાળે વધાવી કરી, ઓવારણાં લીધાં સુંદરી;
પછે સજા સોળે સણગાર, આવીને પાસે બેઠી નાર.
વીગત વાત પુછી તે ઠાર, સંક્ષેપે કહો વીસ્તાર;
લાવો પુસ્પ આલો નાર, એ પણ છે રાજાની કુમાર.
લાખી તેવારે રીઝી મન, રાજ કન્યા શું બોલી વચન;
આપણુ બન્ચો સહીઆર થયાં, દુખ દોહલાં સઘળાં ગયાં.
ખાશું પીશું ને રેહેશું પાસ, પ્રભુએ પુરી મનની આશ;
મળી બેઠી રહી બેઉ પાસ, રાજકુંવર ગયો જયાંહાં દાસ
કાગળ લખીને આપ્યા તહી, દેશ હમારે પોતા સહી;
કશી વાતે દુખ પામ્યા નથી, એમ લખી આપ્યું સરવથી.
માંગી શીશને નીકળ્યા સહી, ઓબાજાને જઈ મળ્યા તહી;
સુખ જુબાની સઘળી કહી, કાગળ કરમાં આપ્યો લઈ.
એ વાતતો આહીંથી રહી, રાજકુંવર શું કરેછે તહી;
હાસ વીનોદને કરે વીલાસ, ડાબા જમણી બંન્ચો પાસ.
સાત દીવસ રહી તે ઠાર, લાખીશું બોલ્યો તે વાર;
શીરકસ્તાન જાશું સરવથી, અહીયાં રહયાની કાંઈ સોભા નથી
મુજ પીતાનું કરવું કામ, દેખે આંખે તો થાયે મુજ નામ;
માટે તઈયારી કરવી સહી, પાણી પીવાને રહેવું નહી.
લાખીએ વચન ચડહાવ્યું શીશ, ઉઠી તે વેળા તે દીશ;
માલ ખજાનો ધન ભંડાર, ચડાવીયું સરવે વહાણમોઝાર.
શીરકસ્તાન જાવા તઈયાર, સામાન સરવે કહાડયો બહાર;
રાજકુંવરી બેઉએ સાર, વહાણમાં બેશીજાઓ તે ઠાર.
હું પગપાટે આવીશ તહી, એવી વાણી વીનતાને કહી;
એવી વાત કરે તે દીશ, દરવાને જાનિ નામું શીશ.
કેદી લાચાર રાજાના બાળ, તેં કહે છે અમારા શા હાલ;
જે ફરમાવો તે કીજીએ, જીવતદાન એમને દીજીએ.
એવી વાણી લાખાએ સુણી, સુખ થકી તેણે વાણી ભણી;
સમાચાર રાજાને કહું, ત્યાર પછી તેમને જાવા દેઉ.

દોહરા

એવાં વચન લાખી સુણી, ગઈ રાજાની પાસ;
કરજોડી કરી વીનતી, કરી વાણી પ્રકાશ. ૧
ભાઈ તમારા છે કેદમાં, તેને કહડાવો બહાર;
તમને જેમ મનમાં ગમે, તેમ કરો આ ઠાર. ૨
એવાં વચન વીનતાનાં સુણી, તેડયા સભાનીમાંય;
ચાર જણા આવી કરી કરજોડીને ઉભા ત્યાંય. ૩
પુન્યતણા પરતાપથી, ભાઈ તમે જીત્યા જાણ;

પર ઉપકાર તમે કરયો, ઉગરયા અમારા પ્રાણ. ૪.
તમ વીના મુકાવનાર કો નથી, નવ ટળે અમારૂં દુખ;
એમ કહીને ટળવળ્યા કરોને અમને સુખ. ૫
તમે લાખીને જીતીઆ, માટે કરો પરમારથ કામ;
કાળાગ્રહથી છોડાવીએ, રાખી અમારી મામ. ૬
કરજોડીને કરગરે, આ બંધથી મુકાવો ભ્રાત;
ગુણ તાહારા ભુલું નહી, લેઈએ લાખેણી વાટ. ૭
એમ કહીને રૂદન કરે, ત્યારે દયા આવી મન;
મનથકી તે બોલીઆ, હશી કરી રાજન. ૮
તમે તો ચારે હારીયા, ગુલામ થયા આ ઠામ;
હવે કેઈપેરે છુટશો, કેમ પોહોચે મનની હામ. ૯
નામ ગુલામ તો નહી ટળે, લોને કપાળે છાપ;
પગમાં નીશાની લોહોતણી, તો મુકુ જીવતા આપ.૧૦
ત્યારે ચારે કરે વિનતી, અમો રાજાના છીએ તન;
કુળખાંપણ લાગી ઘણી, આપ વીચારો મન. ૧૧
ત્યારે રાજા બોલીઓ, લ્યો જંગા ઉપર ડહામ;
તે વાત કોઈ નવ જાણશે, મુકી દઊ આ ઠામ. ૧૨
નીશાની કીધા વિના કોઈ નવ મુકે ગુલામ;
કબુલ કરે મુજ વાતને, તો મુકી દઉ આ ઠામ. ૧૩
ત્યારે ચારે જણે વીચારીઊં, કોઈ જાણે નવ પેર;
ગુલામ ડાગ દેવરાવીઓ, જઈએ આપણે ઘેર. ૧૪
એમ વીચારી મન વિષે, કબુલ વાત તે કીધ;
મોહોર એક કીધી સહી, કોરી લેખ લખ્યો તે શીધ.
જંગા ઉપર મારીયો, ચીસ પાડી બહુ તહી;
પછી આસનાવાસના કરી, તેને રજા આપી તેસહી. ૧૬

ચોપાઈ.

ચારે પછી આપી રજાય, ખુશી થયા છે મનની માંય;
ભાઈ જાણી આપ્યો શણગાર, દીધાં આભુશણ વસ્ત્રઅપાર.
લાખ લાખ રૂપૈયા આપ્યા સહી, વિદાય કરયા ચારેને તહી;
વીનતા માલ વળાવ્યો જાણ, શીરકસ્તાનભણી નીરવાણ.
પોતે જોગીનું લીધુ રૂપ, પુરૂશ લેઈને ચાલ્યા ભુપ;
ચાર જણાં તે વાટે જાય, તેની ચરચા જોતા તહાંય.
લાખલાખ રૂપઈઆ સૌ પાસેરોક, સમીયા તેનામનના શોક;
એકેક સો રાખ્યા અસવાર, સજન થયા તે રાજકુંઆર.
તેની પછવાડે ફકીરજ પળે, તેની વાત કોઇ નવ કળે;
મુંકામે બેઠા પાણી પાસ, કરે વાત આણી ઉલાસ.

ફકીર તીઆં આવીઓ સહી, ચારે કરી સલામજ તહી;
આવો બેસો તમો આ ઠામ, કયાંથી આવ્યા કયાં જાશો મુકામ.
સાચી વાત અમ આગળ કહો, ફકીર બોલ્યો તે લહો;
રહેવું અમારે વન મોઝાર, આજની રાત રહેશું આ ઠાર.
કંદમુળનો આહારજ થાય, જઇશું જંગલ વહાણામાંય;
તમો કયાંથા આવ્યાને કયાં જશો, કોણ જાતને કયાં વસો.
રાજવંશીના સરખી કાય, શું ધારી નીકળ્યા વનમાંય;
ચારે જણા વિચારજ કરે, ફકીર પ્રતે વાણી ઉચરે.
પોતાની હકીકતની કહી વાત, ફકીર સમજ્યો મન સંઘાથ;
ભમ્યા વનમાં ચારે સહી, ફકીર પ્રતે વાણી કહી;
અમને ફુલ મળયુ નહી, પાછા ફરી ઘેર જાશું વહી.

દોહરા.

જુઠી વાત કરો તમે, જુઠો કરચો હંકાર;
આપ વખાણ જે નર કરે, તે મુરખનો સરદાર. ૧
મુલક મુલક ફરચા તમો, તમ વીના ચતુર નવ કોય;
તે સાચું જો જાણીએ, ફુલ દેખાડો સોય. ૨
લબાડ વાત બોલો તમો, વળી મનમાં ધરો અંકાર;
એ બોલવું તે મુરખનું, ચતુર કરો વીચાર. ૩
બંકાવલીનું પુસ્પ મુજ કને, કેમ આવે તમ હાથ,
એમ કહીને દાખવ્યું અચરત પામ્યા સઉ સાથ. ૪
એમ કહીને કહાડીઉં, જુવેછે સઘળા લોક;
એ સાચું કેમ માનીએ, સાચુ જુઠું કોક. ૫
એમ કહીને તેડીઆ, એક અંધ જતો તો વાટ;
આ નરને કરો દેખતો તો સાચી માનીએ વાત. ૬
નહીતર તમો ધુતારા સહી, જુઠાકેરી જાત;
થાય અંધ જો દેખતો, તો નિશ્ચે સાચી વાત. ૭
આખડીમાંહે અંજન કરયું, પાંખડી પુસ્પની એક;
ફાટી પડળ ઉડી ગયું, ને રહ્યો તેહનો ટેક ૮
ઘણા વરસની ઓડ હતી, તે સારાં થયાં લોચન;
ફકીરને ચરણે નમ્યો, હરખ ધરીને મન ૯
જીવતદાન જાણે આપેયું, ને ટાળી હમારી ઓડ;
એમ કહીને કરી વીનતી, નમેછે બહુ કરજોડ. ૧૦
અચરત પામ્યા ચારે જણા, નીશ્ચે એતો વાત;
મારી ફકીરને લીજીએ, અથવા કરીએ ઘાત ૧૧
એમ કહીને ઉઠીઆ, ગ્રહી નગન તલવાર
એ ફુલ અમને દીજીએ, નહિતર મારૂં આ ઠાર. ૧૨

ચોપાઈ

એમ કહીને ઉઠયો જોધ, અંતઃકરણમાં આણી ક્રોધ;
ખુશી થઈને અમને આલ, નહીતર આવ્યો તાહારો કાળ.
આપો તો જાવા દેઈશું, નહીતર મારીને લેઈશું;
તાહારે પસ્તાયો પોતે તે દીશ, વગર સમજ્યું કરયું એઈશ.
બુદ્ધી ચતુરાઇ માહારી ગઈ, મેં તો ફુલ દેખાડયું લેઈ;
માટે લખી વાત મટવાની નથી, હજુ દુખ કેટલું સરવથી.
મુજ પીતા કેરૂં તો દુખ જશે, દેખશે આંખે ને સુખીયો થશે;
પાછો પ્રભુએ દુખમાં નાંખીયો, જરા મહીમા તેને વાધીયો.
અંતે ધરમ તરવાનો સહી, ન આપું તો મારે આહી;
એમ વિચારયું મનમોજાર, આપ્યું ફુલ ન લાગી વાર.
શા સારૂ મારો છો તમો, લ્યોને ફુલ આપું છું અમો;
ગુલબંકાવળી તણો છે બાગ, લાઓ ફુલ છે તેની જાગ.
તમારે મન અમુલખ સરવથી, અમારે મન કોડીનું નથી;
એમ કહીને આપ્યું હાથ, ચારે જણા હરખ્યા મન સાથ.
મુકી ફકીરને તહાંથી વધ્યા, પોતાને દેશ સમીપે ભળયા;
કુચ મુકામે ચાલ્યા જાય, આવ્યા શીરકસ્તાનની માંઈ
નગર મધ્યે વધામણી ગઈ, કુંવર રાયના આવ્યા સહી;
ઓશીગલ પીતાને થઇ, જલદ રાજા હરખાયો તહી
ઉઠયો તે વેળા તે દન, પુત્રનું મુખ જોવા થયો પ્રસન;
જે વેળા જોઈશું પુત્રનું મુખ, તે વેળા ટળે માહારૂ દુખ.
એમ વિચારી મંનમોજાર, સ્વારી કીધી તઈઆર;
ગામની બહાર જઈ સભા કરી, અઢારે વરણ આવીને અડી.
અમુલખ વસ્તુ લાવીઆ, તે જોવાને સહુ આવીઆ;
ઘણી ખુશાલી અપરંપાર, ચાર કુંવર આવ્યા તે હાર.
દંડવત કરીને લાગ્યા પાય, રાજાએ ચાંપ્યા રૂદયા માંય;
પુછે હકીકત રાજા તહી, સંક્ષેપે વિસ્તારી કહી
મહા દખણા આવ્યા છીએ અમો, શું વિસ્તારી કહીએ તમો;
એમ કહી મુકયા તે ઘડી, સહુને વાતતો અચરત અડી.
વખાણ કરે સહુ તે વાર, ધન ધન તમારો અવતાર;
તમવીના કોણ કરે કામ, બત્રીશ લક્ષણા તમારૂં નામ.
તાહારે ચારે કુંવર બોલ્યા તહી, અમો ગયા તો લાવ્યા સહી;
બીજો કોઇ લેવાને જાત, તો નીશ્ચે પામત ઉતપાત.

દોહરા.

એમ વખાણ સહુના સુણી, ને ચારે હરખ્યા મન;
તે ફુલમાંથી કાહાડી પાંખડી, મેહેલી તેણે દન. ૧

અંજન કીધું આંખમાં, પોતાના પીતાય;
તેથી પડદો ફાટી ગયો, થયો દેખતો રાય. ૨
અંધ તે લોચન પામીઓ, તેથી બીજુ શું સુખ;
દાન પુન્ય કીધાં ઘણાં, ભીક્ષુકની ભાગી ભુખ. ૩
કંચન મેહેલ વરસાવતો, પાછો વળ્યો પુર માંહ્ય,
ચાર પુત્ર મુખ આગળે, શોભા કહી નવ જાય. ૪
કોઇ વધાવે મોતીડે, કોઇ પુસ્પ વેરે વીસાળ;
ઘેર ઘેરથી લે વારણાં, નાના મોટી નરનાર. ૫
છત્રીસ વાજાં વાજી રહ્યાં, બોલે બંદીજન ભાટ;
જાચક જશ બોલે ઘણા, નહી કોઇને ઉચાટ. ૬
વાજતાં ગાજતાં આવીયાં, પોતા તણે મુકામ;
ખુશાલી વાધી સરવને, મુખથી બોલ્યા તે ઠામ. ૭
ફરી લોચન મુજને આપિયાં, પરમેશ્વરે બીજીવાર;
તે પ્રતાપ માહારા પુત્રનો, સફળ કર્યો અવતાર. ૮
નેત્ર સમાન બીજું નથી, ઘણી ખુશી મુજ મન;
હવે ખાઓ પીઓ ખુબી કરો, નગર મધ્યે સહુ જન. ૯
એક વરસ લગી સહી, કોઇ નવ કરે વણજ વેપાર.
ખાનપાનને રંગ રાગ, કરે સહુ નરને નાર. ૧૦
ધન ભંડાર ભરાવીયા, ગરીબ લોકને ઘેર;
આઠ પોહોરને સાઠ ઘડી, મોજ કરે બહુ પેર. ૧૧
ખુશાલી વાધી ઘર ઘરે, વાજે ઢોલ મરદંગ;
ખાય પીએને મોજો કરે, આણંદ સહુને અંગ. ૧૨
તાજલમુખ પાછો દુખી થયો, તે રહ્યો વન મોઝાર;
હવે ગુલબંકાવલી જાગી ઉઠી, તેનો કહુ વિસ્તાર. ૧૩

## ચોપાઈ.

એ વાત તો અહીંથી રહી, બંકાવલીની શી ગત થઈ;
તે પેહેર્યા વસ્ત્ર નિકળી બહાર, આવી હોજ ભર્યો તે ઠાર.
મુખ પખાળે હેતજ કરી, વેણી છુટી છે સુંદરી;
નજર પોતાની હાથ ઉપર ગઇ, વીંટી પોતાની કરમાં નહિ.
મુદ્રીકા કોઇ નરની સહી, અચરત વીનતા મનમાં થઇ;
આતે શું કારણ કીરતાર, કોણ પુરૂષ આવ્યો આ ઠાર.
એટલી ચોકી મીટાવી કરી, કો નર આવ્યો હીમત ધરી;
એમ વીચાર કરે મનમાંય, ગઇ નજર તે તળાવ છે ત્યાંય.
તેમાં જુએ તો ફુલજ નહી, ચારે દીશાએ જુવે તહી;
અચરજ સરખુ થયું આ ઠામ, કોણે કર્યું તસ્કરનું કામ.

તે નરે પીધું અમરીતનું પાન, નીર નાખી ગયો તે ઠામ.
દેવ દાનવથી નવ અવાય, ઘણી વીમાસણ મનમાં થાય;
ધન ધન તેની માતાની કુખ. તે નર જોઈ ગયો મુજ મુખ;
નગન જોઈ તેણે મારી કાય, મેં નીશચે કરયું છે આંય.
પુસ્પ પેમલ તેણે સંગ લીધ, ગયો કામ પોતાનું કરી શીધ;
નખથી તે માથે નીહાળી ગયો, હવે સો ઊમેદ તે નરનેરહો;
નીંદ્રા વશમાં મેં જાણ્યું નહી, ગયો વીંટી બદલી તહીં.
અધર નીહાળી ગયો મુખ, વળી જોઈ હવે મુજ કુખ;
કુચ ઉપર મુકયો હવે હાથ, નીહાળી હવે મારી જાત.
વરતભંગ કુંવારીનું કરયું, હવે બીજા તે ચીતે કેમ ધરૂં;
માટે તે નર સાથ વરૂં, નહી મળે તો નીશચે મરૂં.
તે નર મુજ પ્રાણ જીવ આપ, અવર પુરૂશ ભાઈને બાપ;
માનવની બુધી આ ઠાર, તે વીના બીજો કોણ આવનાર.
એમ વીચારયું પોતે મન, એક શહસ્ત્ર પરી તેડી તે દન;
સરવે આવીને ઉભી જાણ, ત્યારે ક્રોધ કરીને બોલી વાણ.
તમે શું ચાકરી મારી કરી, ફુલ અહીંથી ગયો કોઈ હરી;
તે નરને લાવોરી નાર, નહીતર મારી નાંખીશ આ ઠાર.
અરાઢ હજાર રાક્ષસ અધિપતી, તે સાથે બોલી વીનતી;
તમે શું રક્ષા કરી આ ઠામ, બોઈ નાખ્યું મુજ પોતાનું નામ.
બાગનું ફુલ લેઈ ગયો સહી, પોતાને જવાપ શું દેશો તહી;
માટે શોધી કહાડો તતકાળ, લેઈ જનારાના જોઉ હવાલ.
એક શહસ્ત્ર પરીશું બોલી વાણ,સોધી લાવો નહીતોબોશોપ્રાણ
એ રીતે ચમકાવ્યાં સહુ, સહુને રીસ ચડી છે બહુ.

દોહરા.

રાક્ષસ સઘળા કોપીયા, કોણે કરયું એ કામ;
અપકીરતી જગતમાં થઈ, બોળયું બાપનું નામ. ૧
ખોળ કરાવી અતી ઘણી મોકલ્યા રાક્ષસ દસ વીસ;
પકડી લાવો ચોરને તેનું છેદાવો શીસ. ૨
હજારે રાક્ષસ દોડીઆ, કોઈ ગંગાને પ્રથવી જાણ;
પાહાડ પરવત જંગલ સહી, સોધી વળ્યા નીરવાણ. ૩
ઘણા મુલક શોધી વળ્યા, પણ નવ લાગી ભાળ;
નીરાશ થઈ સહુ આવીઆ, દેખીતા વીક્રાળ. ૪
નામ નીશાન જાણ્યું નહી, તે કેમ આવે હાથ;
નીરાશ થઈ બેઠા સહી, રાક્ષસ કેરો સાથ. ૫
ઠામ ઠેકાણું તેનું મળે, તો શોધી કાહાડીએ વામ;
મારી માહોલમા લાવીએ, પાછું ફુલ આ ઠામ; ૬

એમ કહીને કળકળ્યા, કોણ પુરૂશ એ સોય;
સહુનું મુખ ઉડી ગયું, કારણ ન કળે કોય, ૭
સહસ્ત્ર પરી પણ શોધી વળી, જોયા મુલક અપાર;
થાકીને આવી સહુ, બંકાવળી તે ઠાર. ૮
કરજોડી કરી વીનતી, જોયા પહાડને વન;
વસ્તી જોઇ ખાજી ઘણી, શું કહું મુજ વચન, ૯
ગુલબંકાવલીએ વિચારયું, મારે કરવું એ કામ;
ભેદ પરપંચ કર્યા વિના, કેમ પહોચે એ હામ. ૧૦

## ચોપાઈ.

માનવ લોક જોઉં સરવથી, તેની પ્રથીનો પારજ નથી;
માટે જોઉં ત્યાંના લોક, કદાપી સમશે મનનો શોક.
એવું મન વીચારી કરી, ઊડી કરી સમુદર પરવરી;
ઉતર દશાનો જોયો દેશ, બદલી કરી પોતાનો વેશ,
જોતી જોતી તે પંછે ગઇ, તોએ ભાળ તો લાધી નહીં;
અનેક વેશ પોતાનો કરી, નગરી બાધો જોતી ફરી.
પશ્ચિમ દેશ નિહાળો સરવ, નીરાશ થઇ મુકયો મન ગર્વ;
ત્યાં થકી નવ જડી ભાળ, પછી દક્ષણ ઉતરી તતકાળ.
અનેક રૂપ કર્યાં પ્રકાસ, જોયા દેશ આણી ઉલાસ;
બાગ બગીચા મેહેલ અવાસ, કોઇ સ્થાનક નવ પહોતીઆશ;
વાયુ રૂપ તેને શી વાર, લીધો દક્ષણ દેશનો પાર;
નીરાશ થઇ ત્યાંથી પરવરી, પુરવ ભણી તે તો સંચરી.
પ્રથા પોતાની કરે પ્રકાશ, જોવાને તે લાગી ચોપાસ;
ઘણા દેશ જોયા સરવથી, તોએ ભાળ કાંઇ જડતી નથી;
ત્યારે મનમાં થઇ નીરાશ, અરે દઇવ નથી પહોંચતી આશ;
એમ કહી ચાલી જેટલે, શીરકસ્તાન આવી તેટલે.
જોવાને લાગી તે ગામ, ઘણી શોભા છે ઠામે ઠામ;
ઘેર ઘેર વાજે ઢોલ મરદંગ, રાગ અળાપે નવલા રંગ.
ખાનપાન થાય અપરંપાર, જોતાં અચરત પામી નાર.
ઘણા મુલક જોયા સરવથી, પણ આવી ખુશાલી કાંઇ નથી.

## દોહરા.

તે નગરમાં સંચરી, ધરી મરદની કાય;
પુછવા લાગી લોકને, શો હરખ છે પુરમાંય. ૧
ઘેર ઘેર રંગ રચી રહ્યા, હરખે સહુનાં મન;
વસ્ત્ર આભુશણ સરવે સજ્યાં, શું છે દીવાળીના દન. ૨
એવાં વચન શ્રવણે સુણી, બોલ્યા તે પુરના લોક;

નીતિ દીવાળી આ દેશમાં, નથી કોઇને મન શોક. ૩
રાજા અમારાનાં નેત્ર ગયાં, નથી કાંઇ તેનો ઉપાય;
હકીમ એક બોલ્યો તણીં, ભરી સભાની માંય;
ગુલબંકાવલી પુસ્પ મળે કદી, અંજન કરે જો રાય;
શો વરસનો અંધ હોય જો કદી, તરત દેખાતો થાય. ૫
એવાં વચન તેનાં સુણી, ખોળ કરાવી આપાર;
કાંઇ ભાળ લાગી નહી, દીલગીર થયો તે વાર. ૬
એના પુત્ર ચાર છે પરાક્રમી, તેણે કરી સલામ;
જંગલ જંગલ તે ભમ્યા, લાવ્યા ફુલ આ ઠાર. ૭
અંજન કીધું આંખમાં, થયો દેખતો રાય;
આપણ રળીયું આંખનું, આનંદ અંગ ન માય. ૮
પ્રથવી પતી ઘણું રીઝીઓ, બોલ્યો મુખે બોલ;
એક વરસ લગી સહુ મેદની, ખાઓ પીઓ કરો કલોલ. ૯
અજાના આપ્યા છે ગરથના, જોને જોઇએ તે જાય;
નીત દીવાળી સરવને, આણંદ અંગ ન માય. ૧૦
એવાં વચન તેનાં સુણી, હરખી બંકાવળી મન;
ધન ધન ભાગ્ય માહારૂં, ધન ધન આજનો દીન. ૧૧
સફળ જનમ મહારો થયો, મળી નીશાની આ ગામ;
ફુલ તણો એ તસકર સહી, મુજને મળીઓ આ ઠામ. ૧૨
પ્રસન થઈ મનડા વીષે; ગઇ શેહેરની બાહાર;
આગળ જળ છે નદી તણું, ઊતરીયાં તેણે ઠાર. ૧૩
જળ ક્રીડા વીનતાએ કરી, શુધ કરયું શરીર;
અદભુત રૂપ કરૂ નર તણું, જાણે કોઇ બાવન વીર.
દેવતાઇ વસ્ત્ર અંગે ધર્યાં, સજ્યા ત્યાં શોભતા સોળ;
મરાઠી પાઘ મુસતક ધરી, મુખે રાતાં તંબોળ. ૧૫
સ્વરૂપ પ્રકાશ્યું પોતા તણું, નર તણી કરી કાય;
કોઇ દ્રસ્ટે જોઈ નવ શકે, ઝબકારે આંખ મીચાય. ૧૬
કેડે કટારી વાંકડી, શોભે ધનુશને બાણ;
શોભાથી આવી પુરીએ, ચતુરા ચતુર સુજાણ. ૧૭

ચોપાઈ

જોઇને હરખ્યા સહુકો લોક, જે દેખે તેના સમીયા શોક;
ઘણી સકુમળ તેની કાય, સ્વરૂપે ચંદ્ર સુરજ ઝંખવાય.
એવું કારમુ કીધુ રૂપ, જે દેખે તે હરખે ભુપ;
નર નામે મુકયા હંકાર. એ કોઇ દેવાંશી અવતાર.
સ્ત્રી દેખી કામાતુર થાય, ધન ધન એ નરની કાય;
શોભા તણું એછે સુખ, એવું રળીઆમણું શોભે મુખ.

એમ મોહ પામ્યું બાધુ ગામ, ફરેછે પુરમાં ઠામો ઠામ;
જે દેખે તેનું મન ચળે, તેની પાછળ નર નારી પળે.
તે ખબર રાજ સભામાં થઇ, તખતપર બેઠા છે તહી;
અરજ બંગીએ કરી સલામ, માંડી વાત કહી તે ઠામ.
કોઈ પુરૂશ આવ્યો નગરી માંહ, તેની શોભા કહી ન જાય;
જાણે ઇંદ્રાશનનો ભુપ, ધરી આવ્યો માનવનું રૂપ.
તેની શોભા કેવાતી નથી, તે સમાન કોઇ પ્રથવીમાં નથી;
ઘેલાં કીધાં સહુ નરને નાર, જોવા મળી સહુ ઠાર.
અરજ બંગીનાં સુણી વચન, જલદરાયનું હરખ્યું મન.
તે પુરૂસને લાવો અહીં, એવી મુખથી વાણી કહી.
ઘણી શ્વરૂપ છે રૂડી કાય, જોઇએ તેને લાવો આંહે.
વજીર મોકલ્યો તેણે ઠાર, માન દેઇને લાવો આ વાર;
ઉઠયો વજીર નામીને શીશ, આવ્યો બજાર ભણી તે દીશ
કરી સલામને જોડ્યા હાથ, પછે વાત કરી તે સાથ.
ધન ભાગ્ય ધરતીનું સહી, તમ સરખા નર આવ્યા અહીં
પ્રસન થયું છે બધું ગામ, ભલે પધાર્યા આણે ઠામ.
રાજ સભામાં ચાલો સહી, રાજા મળવા ઇચ્છે તહીં.
મુજને મોકલ્યો તેડવા કાજ, ચાલો સભામાં જ્યાં મહારાજ;
દીન વચન વજીરનાં સુણી, બંકાવળીએ વાણી ભણી.
શાને દલગીર થાઓ તમો, ચાલો સભામાં આવું અમો;
એમ કહીને ચાલ્યો ત્યાંહે, વજીર તણી ઝાલી છે બાંહે.
રાજ સભામાં ઉભા જઇ, જોતાં ખુશાલી સહુને થઇ;
રાજાએ દીધું સનમાન, મુખવાસ આપ્યાં બીડાં પાન.
કોણ દેશ ને શું છે કામ, કોણ જાત ને શું છે નામ;
તારે બંકાવળી બોલી તે ઠામ, મગરેબ શેહેર અમારૂ ગામ.
સોદાગર કેરો હું તન, પરપથેન મુજ નામ રતન;
ઉમેદવાર ચાકરીનો સહી, દાણો પાણી ત્યાં રેહેશું જઇ.
સુણી વાતને હરખ્યો રાય, મારી પાસે રહો ભાઈ આંહે.

દોહરો.

જલદ મુખ એમ બોલીઓ, રહો ભાઈ અમારે ઘેર;
મન ગમતો મહીનો લ્યો, મોજ કરો બહુ પેર. ૧
મારી પાસે બેશી રહો, નવ કરવું કંઇ કામ;
ખાઓ પીઓ સુખ ભોગવો, આવો આપ મુકામ. ૨
એવાં વચન સુણી રાયનાં, બંકાવળી રીઝી મન;
રાજ સભામાં નીતે રહું, કબુલ કરયું વચન. ૩
ભાળ મળી મને ગામમાં, મળશે મારો ચોર;

હીમત રાખીને રહું, પુરૂશ થઇ આ ઠાર. ૪
નીશા પડી તેણે સમે, બેઠા સભામાં રાય;
ચાર પુત્ર પેલા આવીયા, પડ્યા પીતાને પાય. ૫
ચુંબન દઇ ચાંપ્યા રૂદે, બેસાડ્યા ભાઇ પાસ;
સભા સહુ જોઇ કરી, પામી મન હુલાસ. ૬
તારે બંકાવલી ઓચરી, પુસ્પક ધરૂ છે જે નામ;
કોણ પુરૂશ એ કોણ તણા, કેમ આવ્યા આ ઠામ. ૭
તારે સભા સહુ ઓચરો, એ રાજાજીના તન;
ગુલબંકાવલી ફુલ લાવીઆ, કરયાં દીવ્ય લોચન. ૮
એવાં વચન શ્રવણે સુણી, જોયાં નરનાં મુખ;
પરીક્ષા કરી તે નર તણી, પામી મનમાં દુખ. ૯
મુરખના સરદાર એ, બુધ્ધો હીણ અપાર;
મુખ જોતાં કીમત કરી, ક્ષાણું માત્ર મોઝાર. ૧૦
એ તણો શો આશરો, તે નર બાવન વીર;
ધન છે તેની માતને, જેણે જોયું મુજ શરીર. ૧૧
તે નર તણા એ ચોર છે, દગો તે સાથે કીધ;
ફુલ લીધું તે પાસથી, જસ જગતમાં લીધ. ૧૩
ભાળ તેની મળશે આહી, એમ વિચાર્યું મન;
પ્રભુજી આશા પુરશે, સમરથ જગજીવન. ૧૪

ચોપાઇ

એ વાત તો આહીથી રહી, તાજલમુખની શી ગત થઇ;
ફુલ ન રહ્યું પોતાની પાસ, ફીક થઇ બેઠા નીરાશ.
મેહેનત મારી મીથ્યા ગઇ, ખારતા જગમાં તેની થઇ;
બાખી આવશે લઇને વહાણ, મુજ વીના તે તજશે પ્રાણ.
બન્યો સ્ત્રીની હત્યા થશે, કહો પેરે તે છુટશે;
એવો મનમાં કર્યો વિચાર, ચાલ્યો ત્યાંથી રાજકુમાર,
જે રસ્તે ભાઇ ગયા હતા વહી, તે પગલે પગલે ચાલ્યો સહી;
થોડા દીવસમા ગયા તે ઠામ, શીરકસતાન છે પોતાનું ગામ;
જોજન એકજ રહ્યું તેહ, ચતુર નરે વિચારયું એહ.
જો કદાપી નગરમાં જઊ, તો તો તરણાથી હલકો થાઊ;
માહારી વાત કોઇ માનશે નહી, મુજને મારી નાખશે સહી
પીતા તણે મન હું તો કાળ, નામ સુણતામાં માહારા બેહાલ;
માહારૂં મોં જોવાનું નથી, તથા મારે ત્યાંજાવું ન સરવેથા.
માટે ત્યાં જાવું તે ફોક, એવો મનમાં પ્રગટ્યો શોક;
નથી સુજતો મને એક વિચાર, બેઠો જંગલમાં ગુણભંડાર.
એક તરફ નદીનું નીર, એક તરફ ઝાડી ગંભીર;

બેઠા કર કપાળે દઈ, અબોલા સાંભરી આવી તણી;
તેની કીરપાથી પામ્યો ફુલ, વળી વાળ આપ્યોછે અમુલ.
કદાપી સંકટ પડે શરીર, બાળજો ધુપ અગનીપર વીર;
તરત આવીને કરવાની સાહ્ય, વચન આપ્યું મુજ કરમાંહ્ય.
તેને હું તો સમરૂં આજ, તે વીના નથી સરવાનું કાજ;
એવું આપ વીચારયું મન, વહની પ્રગટ કર્યો તે દીન.
કાહાડ્યો વાળ નવ લાગી વાર, અગનીપર મુકયો તતકાળ;
આંચ લાગી તેને જેટલે, અબોલાએ જાણ્યું તેટલે,
થયું તે વીનતાને જાણ, માહારા પુત્ર પુત્રી દુખીયાં નીરવાણ.
તેણે વાળ માહારો બાળયો સહી, તેની સુગંધ આવી અહી;
માહારે કરવું તેનું કામ, અસવારી કરી એ ઠામ;
અરાડ હજાર રાક્ષસને લીધ, પોતે પંથ સધાવી સીધ.
સુગંધ વાળની આવી તણી, તે દીશા ભણી વીનતા ગઈ;
વા પુરૂશ તેને શી વાર, આવી જયાંહાં બેઠા રાજકુમાર.

## દોહરો.

હરાડે હજાર સાથે ઉતરી, જ્યાં બેઠા રાજકુમાર;
પુત્ર કેમ સમરી મુને, શું છે દુખ આ ઠાર. ૧
આ જંગલમાં એકલા, તજી સજનનું સુખ;
કેમ એકલા વન વીચે, ને શું છે મનમાં દુખ. ૨
એમુદા માહારી દીકરી, તે તન મન માહારૂં પ્રાણ;
તેને મુકી વનમાં ભમો, સાચુ બોલો સુજાણ. ૩
ત્યારે રાજકુંવર મુખ બોલીયો, માતાજી સઘળું સુખ;
વઈભવ નાના પ્રકારનાં, પણ એક વીત્યું દુખ. ૪
એ તમને સમરી માવડી, સમજણ પડી મુખ;
સમરણ માત્રમાં આવીયાં, ટાળવા માહારૂ દુખ. ૫
હવે આશા પુરો માવડી, તો તો ભોગવીએ સુખ;
એકપળ માત્રમાં આવીને, ઉભાં રહ્યાં સનમુખ. ૬
એવાં દીન વચન તેનાં સુણી, દયા આવી ગઈ મન;
શું ઇછાછે મન તાહરે, બોલજી સત્ય વચન ૭
માતાજી શું ઓચરૂ, બોલતાં આવે લાજ;
તે દેવતાને દુરલભ સહી, તે કયાંથી સરે મુજ કાજ. ૮
અબોલા મુખ ઓચરી, તજોને મન ચિંતાય;
જે કોઈ ઇછા મન વીષે, તે લાવી આપીસ રાય. ૯
ત્યારે રાજકુંવર મુખ બોલીયો, ચરણે નામ્યું શીશ;
ગુલબકાવળી જેવો બાગ, કરવોછે આ દીશ. ૧૦

તેવા મેહેલ અને તેવાં ચોત્ર, તેવાં હોજ ને તેવાં ઝાડ;
કરી આપો મુજને માવડી, તો પોહોચે મનના લાડ. ૧૧
અબોલા ત્યાં વીરમ થઇ, એ થાશે કેમ કામ;
મેં બાગ્ર જોયો નથી, નથી જોયા મેહેલ મુકામ. ૧૨
દીઠા વીના કેમ હું કરૂ, મેહેલ બેઠક રચના બાગ;
સળંગ પડાવી તમને દેખાડયું, તે કેમ થાશે આ જાગ. ૧૪
દીઠો હોય મેં દૃષ્ટિએ, તો કરતી તાહારૂ કામ;
વીશકરમા તેડાવીને, રચાવત ઉતમ ઠામ. ૧૪
માતાજી તમ ફીરયા થકી, જાઇ આવ્યો તે જાગ;
કહો તો લખી દેખાડીએ, કાગળમાં સહુ બાત. ૧૫

ચોપાઇ.

કાગળ દ્વાત ત્યાં લીધી શહી, ચોતરવાને બેઠા તહી;
જે પ્રમાણે હતું તહી, પટમાં ઉતારી દાખવ્યું સહી.
વૃક્ષ બાગ બગીચા સાર, સરવે માંડી કરયો વિસ્તાર
ત્યારે અબોલા હરખી મન, તે પ્રમાણે રચાવું સ્થાન.
તેડી સેના સઉ પોતાતણી, તે સંગાથે વાણી ભણી;
મેહેલ રચાવો આણે ઠામ, દેવ રચના દેવતાઇ કામ;
વીશકરમાને તેડીશું ઘેર, સામાન સઉ લેઇ આવો પેર.
હીરા ઝવેર મોતીને લાલ, લાવો સ્થંભમાંહે પરવાલ;
સોના રૂપાના ઢગલા કરો, તે દીશા ભણી પરવરો.
આરસપાહાણ લાવો આ ઠાર, જે જોઇએ તે અપરંપાર;
એમ હુકમ રાક્ષસને મળ્યા, દેશ દેશાંતર સઉએ પળ્યા;
દેવરૂપ તેને શી વાર, જે માગે તે લાવે એ ઠાર.
સોના રૂપા મોતીને લાલ, હીરા ઝવેર મણી પરવાળ;
જુદાજુદા ઢગલા કરો, એવો બોલ અબોલાએ કરયો.
વળી કહેતામાં દોડ્યા તે વાર, કરતાં કામ નવ લાગી વાર;
કહ્યા પ્રમાણે કીધું કામ, સનમુખ આવીને કરી સલામ.
ત્યારે અબોલા બોલી વાણ, એક વચન કરો પ્રમાણ;
વીશકરમાને લાવો અહી, એવી મુખથી વાણી કહી;
ત્યારે એક રાક્ષસ ઉઠયો તહી, વીશકરમાને લાવ્યો સહી;
તે રાક્ષસ સાથે પંથે પળ્યા, જઇને અબોલાને મળ્યા;
વીશકરમાએ ક્યા પ્રણામ, શું ફરમાવો મુજને કામ;
ત્યારે અબોલા બોલી વચન, આ રાજકુંવર છે મારો તન;
એ કહે તેવો રચાવો બાગ, સરોવર મેહેલ કરો આ જાગ;
માણિક મોતી હીરા ને લાલ, ઢગલા સરવે દેખાડ્યા તે ઠાર;
ખૂટે તે મંગાવશું અમો, જડીત કામ કરો ને તમો.

એવાં વચન અબોલાનાં સુણી, વીશ્વકરમાએ વાણી ભણી;
મુજને નથી કાંઇ કરતાં વાર, નીશાની કરો તે ઠાર;
દેવતાનું વરદાન મુજને થકી, એક રાતમાં કરશું અહીં;
માંહે જે વસ્તુ કરવી હોય, તેની નીશાની કરાવો સોય;
તે પરમાણે થાશે કામ, મીણાકારી સુંદર ધામ;

દુહા.

રાજકુંવર મુખ બોલીયો, ગુલબંકાવળી બાગ;
તેવી રચના કરવી સહી, હું જોઇ આવીયો તે જાગ ૧
નકશો ઉતારી આપિયો, હોજ બાગ અવાસ;
જે જે વસ્તુ દીઠી સહી, તે તે ચીતરી ચોપાસ. ૨
જ્યાં જેવી શોભા હતી, ત્યાં તેવો ભરીઓ રંગ;
પેટમાં સરવે ઉતારીયું, આનંદ આણી અંગ. ૩
જગમગ જોત ઝળકી રહી, એવું કર્યું માંહે કામ;
પટ સોંપ્યો પોતે કર વીશે, વીશ્વકરમા જેનું નામ. ૪
એ પ્રમાણે તમો કરો, મેહેલ બાગને ઝાડ;
મનોરથ પોહોચે મનતણા, પાળો ને મુજ લાડ. ૫
દશ કોસ કરતો સહી, કોટ કરો ચોપાસ;
તેમધે રચના કરો, પોહોચે મનની આશ. ૬
એમ કહી આપ્યો કર વીશે, હરખ્યો જોઇને મન;
એથી સવાયું થાશે સહી, ધીરજ ધરો રાજન. ૭
એમ કહીને આપીયો, રાજાએ તે ઠામ;
નીશા પડી તેને સમે, રચવા માંડ્યું તે ધામ. ૮
દેવતાનું વરદાન છે, તેને શાની વાર;
ધારીને જોયું પટમાં, રચવા માંડ્યો તે ઠાર. ૯
બાગ બગીચાને વાડીઓ, બારી અટારી માલ;
પુશ્પ ઝાડ ને વનસપતી, પટ પ્રમાણે રચ્યો સૌ ખ્યાલ.૧૦
જે મુખથી બોલે સહી, તરત તેવું થાય;
ઇંદ્રપુરીની રચના રચી, એક રાતની માંહ્ય. ૧૧
ઝળહળ જોત ઝળકી રહી, જાણે દીપકની જોત;
જાણે દીનકર ઉગીઓ, એમ થઇ રહયો ઉદ્યોત. ૧૨
રજની વીતી તેણે સમે, થયું સંપુરણ કામ;
અબોલા પાસે ગયા, કીધા દંડ પ્રણામ. ૧૩
પટ પ્રમાણે સહુ કરયું, ફરી ઝાડને ધામ;
રજા આપો હવે મુજને, તો જાઉ માહરે ગામ. ૧૪
અબોલા હરખી અતી ઘણી, આપી તેને રજાય;
વીશ્વકરમા ત્યાંથી ગયા, પોતાના પુરમાંય. ૧૫

**ચોપઈ.**

જોઈ બાગને હરખ્યું મન, રાજકુંવર તેડયો તે દન;
તારા કારણ રચાવ્યો બાગ, વઈભવ માંડો આ જાગ.
ઇંદ્રરી પ્રથિવપર કરી, જાણે સ્વરગપુરી આવી ઠરી;
તેથી સોભા અદકી હોય, ઊપમા કહી શકે નહી કોય.
સાંભળ રાજકુંવર આ ઠાર, તારા ભાગ્યતણો નહી પાર;
ત્રતુલોકનો માનવી સહી, કશા લેખામાં ગણીએ નહી;
તે તારે આધીન થઈ રહી, ફરમાવો તે કરીએ સહી;
પુત્ર કરીને બોલી સહી, તે વચન પાળ્યું છું અહી.
લાગું વેર માનવ સાથે જાણ, જોતાં વારને લઈએ પ્રાણ;
તેને આધીન થઈને રહી, જખીત વાત તે મીટે નહી;
એ સૌ પરમેશ્વરનો ખ્યાલ, સુખ ભોગવો મારા બાળ;
માતાજી પુત્ર તમારો સહી, આશા મારી પુરણ થઈ.
એમ કહીને નામ્યું શીસ, અભોલા પ્રસન થઈ તે દીસ,
માથા ઉપર મુકયો હાથ, સુખ ભોગવો પ્રેમુદા સાથ;
હીરા માણેક ઝવેર અપાર, અડવો અડધ રહ્યા તે ઠાર;
સોના રૂપાનો પારજ નહી, તે સરવે બખસુંછે હઈ;
ભરયા અખંડ તેના ભંડાર, ખાતાં ખુટે નહી લગાર;
અભોલા ત્યાંથી પરવરી, લસ્કર લઇને ઠામે ઠરી;
રાજકુંવરને હરખ અપાર, ઘણી રચના જોઈ ઠારો ઠાર,
ગુલબંકાવળીથી બન્યું કામ, તેવી રચના ઠામો ઠામ;
હવે ભાળ લાખાની લઉ જાણ, આજકાલમાં આવશે વાહાણ,
દરીયા કીનારે ઉભા જઈ, વાહાણ આવતાં દીઠાં નહી,
હરખ્યો મનમાં અપરંપાર, ગયો સામો તે રાજકુંમાર;
નજીક ઝાઝ આવ્યું જેટલે, લાખાએ નીરખ્યો તેટલે.
સ્વામી મળવાને આવ્યા સહી, ઘણી ખુશાલી મનમાં થઈ
મછવો મુકયો તેણીવાર, તે ઉપર બેઠી બે નાર;
રાજકુંવની આવી પાસ, પોહોતી મનડા કેરી આસ;
ચાકર નફરને સઘળા દાસ, ઉતરયા સઘળા પોતાને અવાસ,
માલ મતા ઉતારી લીધ, પાછા વાહાણ વીદાએ કીધ;
મોજ કરે તે રાજકુમાર, જોઇ રચના ઘણું હરખી નાર.

દોહા.

બન્યો નારી આણંદમાં સજ્યા સોળ શણગાર;
હાશ વિનોદ કરે શહી, સોભાનો નહી પાર, ૧
દાશ દાશી ઘરમાં ઘણી, ફરેછે બાગ મોઝાર;
એક ચાકર ઘરમાંથી નીકળયો, તે ગયો જંગલ બાહાર.

અડધો કોસ ચાલી ગયો, દીઠા માણસ દશ વીશ;
નજરે પડ્યાં તેહને, કાસ્ટ ધર્યાં છે શીશ. ૩
રાજાનો ચાકર બોલીઓ, તમો કોણ માણસ સાર;
આ કાષ્ટ ક્યાં જઇ વેચશો, કોના નગર મોઝાર. ૪
ત્યારે સરવે બોલીઆ, સોરકસતાન અમારો મુકામ;
પેટને અરથે નીકળ્યા, વેચાશું તે ઠામ. ૫
તેવારે તે નર બોલીઓ, આવો હમારે શેહેર;
કાસ્ટ વેચાશે તમ તણાં, દામ મળે બહુ પેર. ૬
તેવારે સહુ બોલીયા; આંહી તો નથી કાંઇ ગામ;
એ રાન જંગલ તો સહી, નથી વસતીનું નામ. ૭
જે નર કહે વસતી સહી, અડધો કોશ છે ગામ;
જુઠું શીદ બોલું અમો, નથી મળવાના દામ. ૮
બમણા પઇશા લાવશો, તમો આવોની મુજ સાથ;
એ વેચાને થાઓ વાણીઆ; લેજો પઇશા હાથ.
સહુ જણા સાથે મળી, આવ્યા તેણે ઠાર.
તે શોભા કહેવાતી નથી, તે શોભા અપરંપાર. ૧૦
અચરત થયા સઉ મન વીષે, આતે શું કહેવાય;
હવે દીઠા માણસ આવતા, તારે મનનો સંદેહ જાય. ૧૧
એમ વાત કરતાં આવીઆ, રાજાજીને મુકામ;
હકીકત સરવે કહી, ધર્યા કાસ્ટ લઇ ધામ. ૧૨
ગરીબ લોક એ સહી, આપો મન ગમતા દાંમ;
એવું કહી છાનાં રહ્યાં, હવે રાજા શું કરે કામ. ૧૩

ચોપાઇ.

એવાં વચન સેવકનાં સુણી, ખુશી થયો નગરનો ધણી;
સો સો મોહોર આપી તેણીવાર, ગરીબ જાણી કરવો ઉપકાર.
મુખથકી તેણે વાણી કહી, તમને ગમે તો રહોને અહીં;
ખાઓ પીઓ કરો કુળ કાજ, જે જોઇએ તે લોને આજ;
એવાં રાજાનાં સુણી વચન, ખુશી થયાં સઉકોનાં મન;
બાઇઆં છોકરાં લાવી કરી, રહ્યા તે ઠેકાણે ઠરી;
કોઇને મનાઇ રાજાની નહી, જે આવે તે વસે તહી;
પગ મેલવાનો નથી કાંઇ ઠામ, એમ લોક મળ્યા તે ગામ;
શીરકસ્તાન તો ભાગ્યું સહી, લોકો ઉચાળા લાવ્યા તહી;
કોટવાળ નગરનો કરે રખવાળ, તેને કાને પડ્યો સવાલ;
વજીરને તેણે જઇને કહ્યું, ઉતપાત નગરમાં થયું;
રઇયત બાધી ઉચળી ગઇ, અડધી નગરી ખાલી થઇ;
તમારૂ શેહેર તજીને જાય, ત્યારે તે બોલ્યા મુખ રાય;

ત્યારે વજીરને આવી આશ, કહેવા લાગ્યો બેસાડી પાસ;
બોલ્યા પછી મુખે સરવથી, એ વાત તો મનાતી નથી.
બાર ગઉપર ઝાડી અપાર, વાઘ વરૂ ઘણાં તે ઠાર;
ત્યાં કોણે વસાવ્યું ગામ, દેવરક્ષણ દેવતાઇ કામ;
એતો અચરજ સરખુ અહી, જાઓ તમો જોવાને સહી;
ત્યારે કોટવાળે વાણી કહી, નગર તમારે અંધેર છે સહી;
કશી ખબર તમે રાખતા નથી, શેહેર ઉજડ થાશે સરવથી.

દોહરા.

કોટવાળ કહે વજીરને, તે ઉપર કહુ દ્રષ્ટાંત;
પ્રભૂ ગતકે અગનવી, ભાગુ મનની ભરાંત. ૧
ઉતર દશાનો એક રાજવી, સતવાદી અપાર;
એકાશી રાણી ઘર વીષે, રૂપ તણો અંબાર. ૨
એક પુત્ર વીના ઘર નહી, નથી કોઇ તેને તંન;
રાત દીવસ ઝુરે શહી, નારી શહીત રાજન. ૩
ઘણા દીવશ એમ વહી ગયા, એક વીનતાનું જાગીયું ભાગ;
ઉદર ગરભ તેને વાધીઓ, વીનતાને તે જાગ. ૪
પટરાણી તેને કરી, પામી ઘણુંએક માન;
પુરે માસે પદમણી, અવતરીયું સંતાન. ૫
પુત્રી તેને અવતરી, હરખ્યું તેનું મન;
વાંજીઆ બાર ઉઘાડીયું, ધન ધન આજનો દન. ૬
રમાડે રાજા તેડીકરી, આણે અદકું હેત;
પ્રીત અતી અંતરમાં, તન મન ધન સમેત. ૭
ઘણા દીવશ એમ વહી ગયા, ફરી ઉર ભંવતી થઇ નાર;
તે પણ પુત્રી અવતરી, ફરી ગરભવંતી થઇ નાર. ૮
એમ કરતાં પુત્રી છ થઇ, સાતમું એધાન છે નાર;
રાજા મુખથી બોલીઓ, કરોધ કરી તે ઠાર. ૯
કદાપી પુત્રી આવશે, દેઇશ જાહાજા ઉપમાન;
ક્ષણ્ એકમાં મારૂ સહી, તતક્ષણ કરીશ હાણ. ૧૦
પુત્ર કદી જો આવશે, તો નહાલ કરીશ હું નાર;
તારે આધીન થઇને રહું, એમ બોલ્યો રાજા તેવાર.
એમ કહી તે પરવરયા, રાજ સભામાં રાય.
રાણી દુખ ધરે ઘણું, કહેતાં કહયું નવ જાય. ૧૨
લખીત વાત થાશે શહી, એ નથી કોઇને હાથ;
પ્રભૂને ગમતું થશે, એમ વિચારયું તેણે મન સાથ. ૧૩
દશ માસ પુરા થયા, તે પણ આવી કન્યાય;
પુત્રની બુમ પાડી શહી, દાઇના આંપા પાય. ૧૪

જીવ જીવાડણ કારણે, જુઠું બોલી તે નાર;
તાર પછી શું નીપજ્યું, તે માંડી કહુ વિસ્તાર. ૧૫
રાણી દઈ મનસુબો કરે, તેનો કહું વિસ્તાર;
એમાંથી શું નીપજે, તે કહું આણે ઠાર. ૧૬

ચોપાઈ.

રાણી દાઈ મનસુબો કરે, પુત્ર તણી વાણી ઓચરે;
વધામણી મોકલી રાજાની પાશ, આવી દોડતી સભામાંદાસ.
રાણીજીએ જનમ્યો પૂત્ર, રાજાજી વાધુ ઘર સુત્ર;
એવાં દાશીનાં સુણી વચન, રાજાનું ઘણું હરખ્યું મન.
વેંહેરયાં ગોળ ધાણા ને પાન, જાચક જનને દીધાં માન:
ઢોળ મંગળને ગીત ગવાય, આણંદ શહેને અંગ ન માય
રાણીએ જોશી તેડયો તે જાગ, કરજોડીને લાગી પાગ.
ધરમ તણા પોતાછો તમો. જીવતદાન આપસોને અમો;
રાજાજીએ કહીતી વાત, આપશે પુત્રી તો કરસું ઘાત.
શકુ પરમેસ્વર કેરો ખ્યાલ, સાતમી પણ જનમીછે બાળ;
મારી નાંખે મુને સરવથી, વચન પોતાનું લોપતા નથી;
માટે જુઠી બોલી છું વાત, કે પુત્રી પુત્ર કેહેવો શાક્ષાત.
એમ કહી બચાવી છે ઘાત, તમ આગળ કહી સાચી વાત;
તમારે ખોળે મુજ શીશ, હું કહુ તે કરો આ દીશ.
રાજ શભામાં જાશો ગુણવાન, રાજાજી દેશે શનમાન;
કરાવશે જનમોતરી તમ પાશ, મનમાં આણીને ઉલાસ.
વખાણ કરજો અપરમપાર, પછે વહેમ મુકજો તે ઠાર;
બાર વરશ સુધી જોવું નહી મુખ, તો તો રાજા થાશે સુખ
હવડાં મુખ જો જોશો સહી, તો તો ઘાત થવાની અહી.
એમાં એકની થાશે ઘાત, એટલી કહેજો મુખથી વાત;
આ જીવતદાન અમને દીજીએ, એટલું કામ તમો કીજીએ.
અમુલખ મોતીનો આપ્યો હાર, જોશી પ્રસન થયો તેવાર;
ત્યાંથી રાજ સભામાં ગયા, રાજા ઉઠીને ઉભા થયા.
પૂજા કરીને લાગા પાય, ભલે પધારયા સભાની માય.
જનમ અક્ષર કરોની અહી, રાણીને પુત્ર જનમ્યો સહી;
જોશીએ ગ્રહ માંડયા તે વાર, જનમ અક્ષર કરયા તેયાર.
પછી મુખથી કરયો વિચાર, સભા સૌ સાંભળે તે ઠાર;
સકળગુણ સંપૂરણ થશે, ચઉદ વિદ્યા જસ જાણે હશે;
બત્રીસ લક્ષણો થાશે વીર, ધનુર વિદ્યામાં થાશે ધીર,
દસમે રાહુમાં જનમ્યો બાળ, તેનું ફળ કહુ તતકાળ.
રાહુનું ફળ એવુછે શહી, બાર વરશ લગી મુખ જોવું નહી;

કદાપી સુખ જોશો અહી, તોતો વીઘન થાશે સહી.

દોહરો.

બાર વરશ જોતાં જશે, ઉતરી જાશે દોશ;
પછે પુત્રનું સુખ ભોગવો, એવો જોશીએ જોયો જોશ. ૧
સ્રી હત્યા—રાજા કરે, પુત્રીની કરશે ઘાત;
રાજા વચન લોપે નહીં, માટે એમ સમજાવી વાત. ૨
વચન શીર ચડાવીયાં, રાજાએ તે ઠામ.
હરખ ઘણો થયો રાયને, કરે મન ગમતાં કામ; ૩
જે જોઇએ તે મોકલે, ખાન પાન શણગાર;
પુત્રી કેરો પુત્ર કરી, લાડ લડાવે તે નાર. ૪
આભુશણ તેને નર તણા, પેહેરાવે પોશાગ;
બાર વરસ તે વહી ગયાં, એમ કરતાં તે જાગ. ૫
માગુ આવ્યું એક રાયનું, વીવા કરો તતકાળ;
ખાંડું આપીને મોકલ્યું, પરણાવી તે બાળ. ૬
રાજ સભામાં પરવરયો, પેહેરી વસ્ત્ર શણગાર;
જોઇ મોહ પામ્યા રાયજી, રીઝ્યા અપરમપાર. ૭
ન્યાય અન્યાય ચુકવે ઘણા, તોલે ન્યાય અન્યાય.
વળી અશ્વ બેશીને પરવરયો, તે ત્રગીઆ રમવા જાય. ૮
કોઇ પાર પામે નહી, નર નીસચે સહુને મન;
તે ચતુરાને ચિંતા ઘણી, ઝુરે રાતને દન. ૯
ફોકી કાયા માહારી થશે, વળી આવશે પરણી નાર;
હાંશ થશે જગતમાં, ધીક ધીક મુજ અવતાર. ૧૦
મુજ માતાએ વીપરીત કરયું, કુળમાં લગાડી લાજ;
હવે મરવું પડશે માહરે, કેઇ પેરે કરશે કાજ. ૧૧
એકે વાત ન ઉકલે, શી થાશે માહારી પેર;
પરણી પ્રેમદા આવશે, થોડા દીનમાં ઘેર. ૧૨
મહીમા માહારો સઉ જશે, પુરમાં થાશે વાત;
વળી જોબન માહારૂં ખીલશે, થાશે માહા ઊતપાત;
માટે દેહ તજવી સહી, જીવવું તે તો ફોક;
ફીરતી થાશે ચો દેશમાં, વળી હસશે પુરના લોક. ૧૪
માટે દેહ પાડી મરૂં, જઇને વન મોઝાર;
કોઈ ખબર કહાડે નહી, પોહોચું આણી વાર. ૧૫

ચોપાઇ.

એમ વીચારયું મન મોઝાર, અડધી રાતે થયો તઇઆર;
ઘોડા ઉપર બેશી કરી, તજ્યો દેશ પોતે સુંદરી.

ઘણા દીવસ પછે આવ્યા સહી, અઘોર વનમાં વીનતા ગઇ;
રાંક્ષસ એક મોટો ગંભીર, અરવ સહીત ગઇ,તેને તીર.
દીઠો અશવ હરખ્યો મન, આજતો મળ્યું મુજને ભોજન;
એમ વિચાર કરે જેટલે, રાજકુમાર આવ્યો તેટલે.
દીઠો રાક્ષસ પડયો શરીર, વીનતા ઉભી તેને તીર;
ક્યાંથી આવ્યો આણે ઠામ, નહી આવે માનવનું નામ.
આ અશવ સુધાં તુને ખાઉ, પેટ ભરીને મારગ જાઉ;
એવાં વચન રાક્ષસનાં સુણી, વીનતાએ વાણી ઓચરી.
વચન બોલ્યા તે પાળો તમો, મરવા આવ્યો છું અમો;
માટે કરડી ખાઓ હાડ, હુંતો માનું તમારો પાડ.
એવા બોલ વીનતાએ કહયા, રાક્ષસને મન આવી દયા;
મરવા ઉપર રાજી મન, શા દુખે મરો રાજંન;
તે વીસ્તારીને કહો અહીં, ત્યાર પછી ખાવાનો સહી.
કોઇને મરવું વહાલું નથી, કેમ મરવા આવ્યો સરવથી;
સાચી વાત જો નવ કહો મુને, ઇશવરની આણ છે તુને.
ત્યારે વીનતા બોલી તે જાગ, કરજોડીને લાગી પાગ;
માહારા દુખ તણો નહી પાર, સંક્ષેપે કહું વીસતાર.
હુંતો રાજાની છઉ દીકરી, મુજ માતાએ ચોરી કરી.
પુત્ર તણું તેણે લીધું નામ, રાજ સભામાં હરખ્યા તે ઠામ;
પરૂશનો વેશ રાખીને રહી, કોઇએ વાત તો જાણી નહી,
એમ કરતાં વરસ થયાં છે બાર, માગુ આવ્યું સભા મોજાર;
ખાંડુ મોકલ્યું તેણી વાર, વરી ત્યાંતો સુંદર નાર.
એ અંધેર મુજ માતાએ કરયું, તમ આગળ સાચું ઓચરૂં;
પરણી વીનતા આવે મુજ ઘેર, તારે શી થાશે મોરી પેર.
પ્રગ્લીત થાશે મારો કાય, તે કયમ શખ્યું મુજથી જાય.
મોટી એબ લાગી છે શીશ, માટે મરવા આવ્યા આ દીશ;
હાંશી થાશે અપરમપાર, શું મુખ દેખાડું સંસાર;
માટે મરવા આવી જાણ, ઇશ્વિર આણ એ સાચો વાણ.
એવાં વચન અબળાનાં સુણી, દયા આવી તેને મન ઘણી
દઇતે રૂપ તપેશરીનું કરયું, અબળા સાથે એમ ઓચરયું.
એ વાત સાંભળજો તમો, સત વચન બોલું છું અમો;

દોહરા.

તપેશ્વરી પછી બોલીઓ, વીનતા સુણજે કાન;
બેસ મારી પાસે સહી, સાંભળ કહું તે વાત. ૧
માહારા તપના જોરથી, તને પુરૂશ કરૂં આ સાત;
ઘેર જાઓ તમે સરવથી, સુખે ભોગવો નાર. ૨

પુરૂશપણું આપું તુને, સ્ત્રિ પણું હું લેઉ;
આજ કરો જઇ માનવી, જીવતદાન તો દેઊ. ૩
સરત આપણી એટલી, એક આવે તને તન;
પછે પાછું આપો મુને, બોલો સત્ય વચન. ૪
ઉપગાર હું તુજને કરૂં, પરમારથનું પુન્ય;
હું તપેશરી છું તપ કરૂ; મારે કાંઇ નથી તેની ન્યુન્ય. ૫
શીખામણ તુજને કહી, તે રાખજો ચિત મોઝાર;
વચન એ પાળજો તમો, તે સાંભળજો આ ઠાર. ૬
તે તો અરસપરસ કરૂં મારી વિદ્યાનો પરતાપ;
કામ થયા પછી આવજો, નહી તો દેઇશ સરાપ. ૭
પ્રતીજ્ઞા કરો વાતમાં, તો હું આપું જાણ;
બીજુ કોઇ જાણે નહી, એમ શીધ બોલ્યો વાણ. ૮
ત્યારે રાજકન્યા ચરણે નમી, ઘણી પ્રતીજ્ઞા કીધ;
ઘણા સમ મુખે ઉચરી, સત્ય વચન કર કીધ. ૯
સુરજ ચંદ્ર તે સાખીયા, સાખી રખ્યા શ્રી રામ;
એક પુત્ર થયા પછે, પાછું આપૂ આ ઠામ. ૧૦
ત્યારે તપેશરી રિઝીઓ, ધરયું પ્રભુનું નામ;
આશા પુર એ નારની, હું કરૂ પરમાથ કામ. ૧૧
મારા તપના જોરથી, સફળ થજો એનો અરથ;
એનું સ્ત્રિપણું મુજને આવજો, એ થાજો પુરૂશ તરત.
એમ આશા પુર એહની, જયાં સુધી થાય કરજન.
સત સમપ્યું તન ઘણી, કર વિખે તે દન. ૧૩
ઉગ્ર તપ ઘણાં કર્યાં, તે પુન્ય તણો પરતાપ;
અરસપરસ તહાં થઇ ગયું, અન્યો અન્ય એ આપ. ૧૪
નારિ મિટી નર થઇ, નર થઇ બેઠી નાર;
એવી અકળગત ગોવીંદની, મોટી તપશા સાર. ૧૫
બીર વીર તેતો થયો, ચરણે નામ્ય શીશ;
શીધ કામ કરિ આવજો, એમ શીધે દીધી આશીશ. ૧૬
ત્યાં થકી ચાલ્યો પાછો ફરી, ગયો પોતાને અવાસ;
પોતાની નારી તેડી સહી, કર્યા ભોગ વિલાસ. ૧૭
બાર વરસ એમ વહી ગયાં, થઇ ગરભવંતી તે નાર;
પુત્ર એક પરસનો થયો, સુંદર રાજકુંવાર. ૧૮
પછી તે રાજાએ વીચારીયું, પાળું મારૂ વચન;
આશા માહારી પુરણ થઇ, જાવું શીધ ભૌવન. ૧૯
સત વચન પાળું સહી, જાઉ શીધની પાસ;
આપુ પાછું એહને, પ્રભુએ કરી પુરી આશ. ૨૦

ચોપાઇ

હવે એ વાત અહીથી રહી, શીધ પુરૂશે શું કીધુ તહી;
જપ તપ સહુ તેનું ગયું, તેની પાસે કાંઇ નવ રહ્યું.
બુધી ભ્રષ્ટ તે વેળા થઇ, ઇશ્વર ઉપરથી ભક્તિ ગઇ;
રૂપરૂપેથી વાપ્યો કામ, વેહે વ્યાકુળ થઇ તે ઠામ.
તેથકી નવ જાએ રહ્યું, તપ ધ્યાન સઉ તેનું ગયું;
મેદોન્મત થઇ વનમાં ભમે, કોઇ પુરૂશ મળ્યો તે સમે.
તેની સાથે માંડયું ઘરસુત્ર, સ્વામી કરીને રાખ્યો ભૂપ;
હાશ વિનોદ કરે તે ઠામ, એમ અનુ વરસ ગયાં તે ધામ.
તે શીધને બાળક ત્રણજ થયાં, બે પુત્ર એક પુત્રી કહ્યાં;
ચોથો વળી ઉદર ગરભવાસ, એટલે કુંવર આવ્યો તે પાસ.
જઇ કરીને લાગો પાગ, હાશ વચન બોલ્યો તે જાગ;
મહારાજ એક થયોછે બાળ, પાછો આપવા આવ્યો તત્કાળ.
સત વચન માહારૂ મીથ્યા થાય, માટે આપવા આવ્યો તતકાળ;
તમારૂં તમને મુબારક સહી, ઉપગાર કોઇનો ભુલાએ નહી.
રાજકુંવર એમ બોલ્યો વાણ, પાછું આપવા આવ્યો નીરવાણ;
ત્યારે શીધ પછી બોલ્યો વાણ, સાંભળ રાજા ચતુરસુજાણ.
કદાપી કરીએ ઉપગાર, પાછું નવ લઇએ લગાર;
વગર વીચાર્યું કર્યું છે કામ, માટે ફળ ભોગવું આ ઠામ.
મેં કર્યુ તેવું કરશો નહી, કરશો તો દુખ પામશો સહી;
પરવશ થઇ છે માહારી કાય, મેંતો નર ભોગવ્યા છે આંય.
ત્રણ બાળક રમેછે બાહાર, ચોથું છે મુજ ગરભ મોઝાર;
પાછું લેઇને હું શું કરૂ, ફાટયું પેટ તે ક્યાં જઇ ઠરૂ.
માટે મેંતો આપ્યું તને, તેં આપ્યું તે બકશું મને;
એમ કહીને આપી રજાય, રાજકુંવર ત્યાંથી પંથે પળાય;
સજન સહોદર મળીઆ તહી, એમ કોઇએ જાણી નહી.
અકળ ગતી પ્રભુની સહી, તેની માયાનો પારજ નહી;
નાર હતી તે નર થઇ, નર હતો તે નારી થઇ;
એ વાત તો પુરી થઇ, કોટવાળે વજીરને કહી;
માટે શેહેરની તપાસજ લો, જશે શેહેર રાજાને કહો;
તેવી માયા રચી આ ઠામ, મોટું શેહેર ને ઉતમ ધામ
લોક સરવે રહ્યા ત્યાં જઇ, એ વાતમાં તો સંદેહ નહી;
તે રીતે શેહેર તમારૂ જશે, માટે રેહેજો તમો ચોકસે
પરમેશ્વરે રચ્યો છે ખેલ, એ આગળ ઇંદ્રાસન મેહેલ
ત્યારે વજીરનું રીજયું મન, કોટવાળ સાથે બોલ્યો વચન;
તમો નજરે જોઇ આવો અહી, પછી ખબર કાહાડોને સહી;

પછી કરીએ રાજાને જાણ, એવું વજીર બોલ્યો તે વાણ.

દોહરા

કોટવાળ ત્યાંથી ઉઠીઓ, થયો ઘોડે અસવાર;
છડીસ્વારીએ પરવર્યો, જોવાને તે ઠાર.
દીઠી રચના દુરથી, જાણે સુરજના આવાસ;
જાણે દીનકર ઊગીઓ, એવી જોત પ્રકાશ.
જોતાં મુખ ભાગી ગઈ, ધન અહીના લોક;
ધન નગરના અધીપતી, સમીયા સઘળા શોક.
ચોકે જઈને કહ્યું રાયને, કોટવાળ આવ્યો આ ઠામ;
જે હુકમ હોય તે કીજીએ, વચન કરીએ પ્રણામ.
બેસાડો રત્નના મહેલમાં, આગતા કરો જઈ ત્યાંય;
એવાં વચન રાયનાં સુણી, કોટવાળની ઝાલી બાંય.
રત્ન મહેલમાં લેઈ ગયા, મુખ આગળ મેલ્યાં પાન;
રકતમણી સુવરણમાં જડી, જાણે શોભા કોટીક ભાણ;
કોટવાળની વતી કહેવાતું નથી, ચીતભ્રમ થયો તતકાળ
જળહળ જોત ઝળકી રહી, થઈ રહ્યું ઝાકઝમાળ.
ફુવારા છુટે અતર ગુલાબના, બીજી સોભાનો નહી પાર;
સુગંધી નાના પ્રકારની, કહેતાં નવ આવે પાર.
હવે રાજકુંવર ત્યાં આવીઆ, જાણે ઈંદ્રપુરીનો રાય;
કોટવાળ ઉઠી ચરણે નમ્યો, કરજોડીને બેઉ ત્યાંય.
કુંવર પ્રતે મુખ બોલીઓ, શીરકસ્તાન અમારૂ ગામ;
ત્યાં સતવાદી રાજા વસે, જલદસંગ તેનું નામ.
તેણે મોકલીઓ મને, કહેવાને એક વાત;
રીસ ન કરશો મુજ ઉપરે, તે માંડીને કહું વાત.
કહ્યા પ્રમાણે હું કરૂ, જોડીને બે હાથ;
ત્યારે રાજકુંવર મુખથી બોલીઆ, સાચી કહોને વાત.
શું કહાવ્યું છે રાયજી, શી છે એમને રીશ;
જે કહેવાડયું તે મને કહો, કરતા હરતા જગદીશ.

ચોપાઈ

ત્યારે કોટવાળે જોડ્યા બે હાથ, બોલ્યો રાજકુંવરની સાથ;
તમો છો દેવાંશી અવતાર, અમે દેવરચના દીઠી આ ઠાર.
કોણ જાતને શું છે તમ નામ, કેમ વશીઆ છો આણે ઠામ;
શેહેર અમારૂ ઉજડ થયું, આંહી આવીને વશીઆ સહુ.
એક મ્યાનમાં બે તરવાર, કેમ રહેશે તે કરો વીચાર;
એમ શેહેર સમીપે વશીઆ તમો, કઇ પેરે રાજ કરીશું અમો.

જુધ્ધ કરવું હોય જો મન, તો તઈઆર છે મારો રાજન;
દગો કરવા આવ્યા આ ઠામ, એ વાતમાં રાજી નહી રામ.
એ વાતનો પ્રતીઉતર દીજીએ, પછે પંથ અમારો લીજીએ;
ઈશ્વર આણ એ વેળા સહી, સાચી વાત જો કહો નહી.
લશકર નથી મુજ પાસે સરવથી, મારે લડવું કોઈ સાથે નથી;
નથી જોઈતું કોઈનું રાજ, નથી લડવાનું મારે કાજ.
નથી તમ સાથે મારે વેર, હું તો બેઠાછુ મહારે ઘેર;
બેઠાં ધ્યાન ઈશ્વરનું ધરૂં, સત વચન સાચું આચરૂ.
સત વચન પાળું પાંશરો, સુખે રાજ તમારૂ કરો;
ત્યારે હરખ્યો કોટવાળ મન, માગી શીખ ઉઠયો તે દન.
ગયો પાછો પોતાને ગામ, વજીરને મળયો તે ઠામ;
વાત વીસ્તારીને સહુ કહી, જે જે વાત તે સાથે થઈ.
શીરોમણમાં સઘળું છે ગામ, ઇંદ્ર સરખો રાજા તે ઠામ;
મને ઘણી આબરૂ આપી સહી, સંતાખીને મોકલ્યો અહી.
ત્યારે વજીરની થઈ નીસાય, આવ્યો રાજ સભાની માંય;
ડંડવરત કરીને નામ્યું શીશ, પછે મુખ બોલો તે દીશ;
આપણા શેહેરથી ત્રણ જોજન, ઘણી ઝાડી ભયાનક વન;
તેતો વસાવ્યું કોઈએ શેહેર, દેવ કામ દેવતાઈ મેહેલ.
મંદરાસનથી શોભા બહુ, શું મુખે વીસ્તારી કહું;
આપણા લોક વશ્યા ત્યાં જઈ, અડધી નગરી ખાલી થઈ.
કોટવાળને મોકલ્યો તે જાગ, તે જઈને જોઈ આવ્યો બાગ.
પછી વાતને લાવ્યો પાર, તે પણ વાત કહું આ ઠાર;
ઘણું રૂપ સોભા છે વીશાળ, કોઈ પરમેશ્વરનો લાલ;
કોઈને હું કાંઈ નડતો નથી, સુખે રાજ કરો સરવથી.

દુહા.

સુણી વચન વજીરનાં, અચરત પામો રાય;
સભા સહુ વીશમય થઈ, એ કારણ શું કેહેવાય.
આપણા શેહેરને પાદરે, કોણે વસાવ્યું ગામ;
એવા બે માથાનો કોણછે, એમ રાજા બોલ્યા તે ઠામ.
કોઈ સાચું કોઈ જુઠું કહે, બેઠા સભાના લોક;
રાજાને મન નીસ્ચે થયું, પ્રગટયો મનમાં શોક.
વજીર વચન મીથ્યા નહી, નીસ્ચે સાચી વાત;
રાજા ચીંતાતુર થયો, કઈ પેરે ભાગુ ભરાંત.
માનવ તણો નહી આશરો, કોઈ દેવ દાનવનું કામ;
દેવ રચના તેણે રચી, કીધા નઉતમ ધામ.
[illegible] પરંતરે, જાણવા કારણ તાંય;

કેદ કરી રાખે સહી, તોય હાંસી થાય પુરમાંય.
એમ વીચારી મન વીષે, વજીરશું બોલ્યા વાણ;
તમો ચરચા જુવો સહી, તમો જાતે ચતુર સુજાણ.
એ દેવ દાનવ કે માનવી, લાગી જાદુને પેર;
દેવ રચના જાણે રચી, તે શું છે કારણ પેર.
માટે તમે ત્યાં પરવરો, જુવો ચતુરાઇ ચાલ;
કપટી હોયતો પાછા આવજો, નહીતર કરજો વાહાલ.
મીત્રાઇ તેશું કીજીએ, કાંઇ હોય ચતુર સુજાણ;
કપટી હોયતો જુધ કીજીએ, એમ રાજા બોલ્યો વાણ.
હેવા વચન સુણી રાયનાં, ઉઠયો વજીર તેણી વાર;
છડી અશવારીએ પરવરયો, જ્યાં સ્વરગ પુરી તે ઠાર.
દીઠી રચના દુરથી, ઉદેકાર ઉદ્યોત;
પુર વીષે તે પરવરયો, જુવેતે દીપકની જોત.
બાગ બગીચાને વનસ્પતી, મેહેલ અટારી વાસ;
સુવરણમાં મણી જડયાં, ઝળકી રહ્યાં ચોપાસ.
જોતા જોતો આવીયો, જ્યાં મોહોટા દરબાર;
દીઠો વજીરને આવતો, તે સોભાનો નહી પાર.
અરજ કરી જ્યાં રાયને, વજીર આવ્યો આ ઠામ;
શીરકસ્તાનનો રાયજી, એમ કહીને કરી સલામ.

ચોપાઇ.

એવાં રાજકુંવરનાં સુણી વચન, પ્રસન થઇ બોલ્યો તે દન;
મોતી બાગમાં બેસાડો જઇ, હું મળવાને આવું તહી.
આગતા સ્વાગતા કરો અપાર, પાન ફુલ મુકો તે ઠાર;
એવાં વચન સેવકનાં સુણી, ગયો સામો વજીરનાં ભણી.
કરજોડીને કરયો જુહાર, બેસાડયો મોતીના બાગમોઝાર;
પાંન ફુલ આપાં મુખવાસ, સુગંધ મુકી તે ચોપાસ;
અતરનો હોજ ભરયો છે તહી, ફુવારા છુટા કીધા છે સહી;
વજીર દીગ મુઢ થઇ ગયો, સોભા જોતાં અચરત થયો.
ઠામ ઠામ મોતીના ઝુલ, એક મોતીનું નવ થાય મુલ;
એવાં કોટી મોતી ચોપાસ, દેવ રચના દેવતાઇ વાસ.
માનવ કેરૂં નથી એ કામ, શીવ વીર કે બ્રમાનું કામ;
એમ વીચાર કરે જેટલે, રાજકુંર આવ્યો તેટલે;
વજીર ઉઠીને લાગ્યો પાય, નીસ્ચે દેવતા એ કેહેવાય;
એવું રઢીયાળુ દીઠુ રૂપ, ઇંદ્ર સરીખો દીઠો ભુપ;
ત્યારે વજીર કરજોડીને રહ્યો, રાજકુંવરે બોલાજ કહ્યો;
કોણ દેશને શું તમ નામ, શા અરથે આવ્યા આ ઠામ.
ત્યારે વજીરે કરી વીનતી, શીરકસ્તાન જે પૃથવી પતી;

જલદસંગ રાજાનું નામ, તેનો મોકલ્યો આવ્યો આ ઠામ.
વજીર તેના છઈએ અમો, અરજ એક સાંભળોની તમો;
આ દેવરચના દેવતાઈ મેહેલ, એ આગળ ઈંદ્રાસન સેહેલ.
છો તમો ઈંદ્રાસનના ભુપ, ધરી આવ્યા માનુવનું રૂપ.
અમારા ગામનું પાદર મહી, નઉતમ રચના તમો કીધી અહી.
જોયે અનેક મન માને સહી, માટે મુને મોકલ્યો અહી.
કીરપા તમારી હશે સહી, તોતો નગર વસવાનું અહી;
નહીતો કોઈ માણશની થાશે હાણ,વીપરીત વાત એ નીરવાણ;
કીરપા દ્રષ્ટી તમારી હોય, તો રાજા મળવા આવે સોય.
એવાં વચન વજીરનાં લહ્યાં, રાજકુંવરે બોલજ કહ્યા;
તમારા રાજાને કહેજો મુખ, શાને તમે ધરોછો દુખ;
સુખે ભોગવો તમારૂ રાજ, શાને મનમાં કરોછો લાજ.
ચિંતા ફીકર કાંઈ કરવી નહી, સુખે રાજ ભોગવો અહી;
મળવા આવો સુખે તમો, એ વાતમાં રાજી અમો.
ત્યારે કરજોડી કરી વિનતી, આઠમે દીવશે આવશે અધીપતી;
એમ કહીને મંદીરે જાય, પાછો આવ્યો જયાંછે રાય.

દુહા.

વીદાય કરી વજીરને, પોતે ગયોતે વીનતાની પાશ;
હશી વચન મુખ બોલીઓ, આજ પહોચી મનની આશ.
મુજ પીતા મળવાને આવશે, જોઈશું અન્યો અન્ય મુખ;
વીજોગના સંજોગ થશે, માંહો માંહે સુખ.
ઓશીગળ થઉ તાતને, સેવા કરૂં દીન રાત;
આગતા સવાગતા કરૂં, તો પામીશ જશ સંસાર.
ત્યારે મેમુદા ઓચરી, શમરો અબોલા માત;
જે જોઈએ તે આવશે, થાઓ ઓશીગળ તાત.
એવાં વચન સુણી નરનાં, ધુંપો વાળ લઈ નામ;
તરત ખબર તેને થઈ, આવી પોચી તે ઠામ.
મેમુદા લાખા બે સુંદરી, ત્રીજો રાજકુંમાર;
હાશ વીનોદ કરે સહી, આવી પોતી તે ઠાર.
મેમુદા ચરણે નમી, લાખા નમી તે સાથ;
રાજકુંવર ચરણે નમ્યો, જોડી કરી બે હાથ.
અબોલા રીજી ઘણું, જોઈ નર નારીની જોડ;
ઘણી પ્રસન મનમાં થઈ, પોહોચ્યા મનના કોડ.
આ કોણ બીજી પ્રેમદા, કુંવર કહે મુજ નાર;
તે પણ જોઈ રીજી ઘણું, પ્રસન થઈ તે ઠાર.
ખોળામાં બેસારીયાં, નર નારી બેઉ સાથ;
હશી વચન મુખ ઓચરી; માથે ફેરવ્યો હાથ.

કેમ સમરી મુજને તમો, કેમ બાળ્યો મુજ બાળ;
શી ઇછાછે મન વીષે, તે માગી લ્યો તતકાળ.
માતાજી આપો તમો, તે કોઇથી નવ અપાય.
સવરગનાં સુખ ભોગવીએ અહી, તે તમ તણા મહીમાય.
આ મેમુદા તમારી દીકરિ, તેને મળવાનું થઊં મન;
સમરણ માત્રમાં આવ્યાં તમો, ધનધન આજનો દન.
માતાજી એક બીજી વીનતી, માત પીતા અમારાં જેહ;
તે જોવા આવેછે બાગને, તેથી આણંદ વરશે મેહ.
ઘણે વરસે જોઇશું અમો. માતપીતાનું સુખ;
વીજોગના સંજોગ થશે, જો ઇશું અન્યોઅન્ય મુખ.
એમની આગના હું કરૂં, તો થાય જગમાં નામ;
અબોલા કહે ઇછા હોય તે, આપુ આણે ઠામ.

ચોપાઈ

માતાજી મળવા આવે પીતાય. તેને ઓશીગળ થાઊ આંય;
બાર કોસ અહીઆંથી ગામ, રચના કરવી બાહાર મુકામ.
અકેક કોસને છેટે સાર, તંબુ તણાંવ્યા ઝાકઝમાળ;
રંગીબેરંગી જુજવી જાત, ભક્ષ ભોજન તેમાં વીખ્યાત.
બીછાનાં રંગી બેરંગી સહી, કીનખાપ મખમલ શીવાય તહી;
તે બાર કોસ લગી જાણ, તેઉપર ચાલી આવે રાજન.
આબરૂ આપ મુજ તાતને, છું ઊમેદવાર મળવા માતને;
અબોલા ત્યારે હરખી મન, રાક્ષસને રજા આપો તે દન.
જરીતણા તંબુ જઇ કરો, અકેક ગાઊને છેટે ધરો.
કીનખાપ મુખમલના સાર, જમીન ઉપર પાથરો નીરધાર;
તસુ જગા કાંઇ ખાલી નહી, જાઓ કરો તે વેગે જઇ.
એવાં અબોલાનાં સુણી વચન, સજ થયા સઉ રાક્ષસ જન;
દેવતાઇમાયા મળી તેણીવાર, ધારી વસ્તુ કરે તે ઠાર.
દેવ રચના કરી તે ઠામ, કીધા તંબુ નઊતમ ધામ;
ખાનપાન ભરયા તે જાગ, આવીને તે લાગ્યા પાગ.
શીઘ્રકામ કરી આવ્યા અમો, જે જે ફરમાવ્યુંતું તમો;
એવાં વચન રાક્ષસનાં સુણી, અબોલાએ મુખ વાણી ભણી
કહ્યા પ્રમાણે કીધું તહી, મળી બેઠી અબોલા ગઇ;
વળી કદાપી પડે જો કામ, તો તો સમરજો આણે ઠામ
એમ કહી અબોલા જાય, રાજકુંવરને હરખ ન માય;
દેવરચના મારગમાં થઇ, એવી રચના નવ જાએ કહી.
રંગી બેરંગી પાથરયા પાટ, સોભી રહી રસ્તાની વાટ;
લોક જોઇને આવ્યાં તહી, રાજકુંવરને વાતજ કહી;

હવે વાત અહીંથી રહી; વજીર ગયા ત્યાં થી ગત થઇ.
જઇ જલદરાયને લાગ્યો પાય, સઘળો વાત કહી જ્યાં રાય;
મેહેલ બાગ રાજાનું રૂપ, ઇંદ્રપુરી ઇંદ્રાસનનો ભુપ.
તે શીવાય બીજું નહી, તમને કહું નીશચે કરી અહી;
નથી તેને કોઇ સાથે વેર, આદરમાંન આપે બહુ પેર.
સકળ જનમારો મારો કરી, તમ પાશે આવ્યો પાછો ફરી;
નીમક હલાલ કરવાને કાજ, નહીતર તાં રેહેતો માહારાજ.
એવાં વચન વજીરનાં સુણી, સભા સઉ અચરત થઇ ઘણી;
રાજા રીઝો અતીસે કાય, આણંદ તેના અંગ નામાય.

દુહા.

ગુલબંકાવલી પણછે તહી, સભા તણે મોઝાર;
તેણે વાત સહુ સાંભળી, કરવા લાગી વીચાર.
તે નરતો નીશ્ચે સહી, મારા ફુલ તણો હરનાર;
જોવી ચરચા મારે ત્યાં જઇ, એમ નીશ્ચે કરયું તે ઠાર.
ત્યારે જલદ રાજા રીઝીયા, જોઉ મેહેલને બાગ;
ધન ધન તે નરને કહી, જેણે રચના રચી અથાગ.
વજીર વખાણ કરે ઘણું, જોઇએ તેનો આ ઠાર;
એમ સ્વારી તઇઆર કરી, ઘડી એક મોઝાર.
એવાં વચન સુણી રાયનાં, હલકારા દોડયા ચોપાસ;
ઠામ ઠામ જાહેર કરયુ, સેનાપતીને વાસ.
ઉમરાવ અમીર સરવે મળયા, થયા ઘોડે અસ્વાર;
હસ્તી સહીત ટોળે મળયા, રાજાને કરયો જુહાર.
છડી સ્વારીએ નીસરયા, માણસ એક હજાર;
રસાલો સહુ પોતા તણો, નીસરયો શેહેરના બાહાર.
અમીર સઉ પોતા તણા, વજીરને કોટવાળ;
પુત્ર ચાર સઉ પરવરયા, જોવા કારણ તે ઠાર.
ગુલબંકાવલી મરદ સહી, તેના પ્રાક્રમનો નહી પાર;
રાજા પણ ચાલ્યો જોખમાં, ઘોડા થઇ પર અસ્વાર..
પુત્ર ચારે મુખ આગળે, છત્રીસ વાજાં વાય;
ઘણી સોભાથી પરવરયો, જોવા કારણ રાય.
રાજાને હરખ ઘણો, ક્યારે જોઉ એનું કામ;
તીરવા બે ત્રણ ચાલીઓ, ત્યાં દીઠા નઉતમ ધામ.
બીછાંનાં નાખ્યાં મુખમુલનાં, દીઠા તેણે ઠામ;
તંબુ દીઠા જરી તણા, જાણે ઝળકે ભાણ.
જરી મંજરી કસબી તણી, ઉદેકાર ઉદ્યોત;
જોઇ રચના વીસ્મે થયો, બીછાના અમુલ છે જોત.

તંબુ તણી ઉપમા શી કહુ. ઈંદ્રસમી સમતુલ્ય;
હરખ ઘણો થયો રાયને, જોતામાંછે અમુલ્ય.
વજીર પ્રતે વાણી કહી, તમે બાર કોશ કહો મુકામ;
તારે આ સોભા કોણે રચી, દેવ પટ મુકામ.
રચના ત્યાં નઉતમ થઈ, અચરત થયો વજીર;
આ નઉતમ એલ નવો થયો, કાલે નોતુ આણે તીર.

ચોપાઈ.

એમ કરતાં ચાલી આવ્યા પાસ, ચરણે આવી નમીયા તેનાદાસ;
કરજોડી બોલ્યા તે દાશ, જઈ જલદ રાજાને નમાવીયું શીશ.
આ વીશ્રામ ઠામ કર્‍યા તમ કાજ, ત્યાં વીશ્રામ કરો મહારાજ;
ઘડી એક ત્યાં સુખીઆ થાઓ, પછી ત્યાં મળવાને જાઓ.
આગતા સ્વાગતા તમારી કીજીએ, લાવો લાભેણો લીજીએ;
એમ કહિને લાગ્યા પાય, રાજા મનમાં અચરત થાય.
અસ્વારી રાખી તે રાય, પોતે ગયા તંબુની માંય;
સોભા જોતાં અચરત થયો, કહો ભાઈ આતે શું કહો.
અચરત પામ્યા સઘળા લોક, સમીયા તેના મનના શોક;
કવી કહે શું કહુ કથી, તે સોભાનો પારજ નથી.
સંક્ષેપે કરયો વીસ્તાર, એથી શોભા બીજી અપાર;
દેવતા સરખા ત્યાં વીસમય થાય, સઉ રચના જોઈ તે રાય.
ખાનપાન મેવા ને ફુલ; સુગંધ બેહેકી રહીછે અતુલ;
જલદરાય બેઠા ત્યાં જઈ, જાણે ઈંદ્રની શોભા તહી.
ચાર ઘડી ઠર્‍યા તે ઠાર, પછી સ્વારી કરી તઇયાર;
અહી આબરૂ મુજને દીધ, સફળ જનમારો મારો કીધ.
ક્યારે જોઇશું એનું મુખ, ધનધન એની માની કુખ;
એમ કહીને નીસર્‍યા બાહાર, સરવે લુટાવી દીધુ તેવાર.
મખમલ બીછાનાં જરીનાં કામ, સરવે લુટાવીયું તે ઠામ;
રંકલોક સઉ નાલજ થયા, જલદરાજા સઉ વીસમે થયા.
ઇંદ્રપુરી આકારે કામ, અનરગળ બેઠા હશે દામ;
ગણીતમાં કાંઈ આવે નહિ, કેમ લુટાવી દીધુ અહી.
તારે ચાકરે જોડ્યા હાથ, અરજ કરી બોલ્યો તે સાથ;
તમારે મન અમુલખ સહી, મહારા રાજાને ખાતરમાં નહી.
સુના રૂપાને ઝવેર લાલ, હીરા મોતીને પરવાળ;
સ્ફાટીક મણીને લીલામણી, જડીત મેહેલની શોભા ઘણી.
તેને મનથી તરણા માત્ર, તમ ઉપર કર એસાત;
એ હુકમ પ્રમાણે કીધું અમો, સુખે આગળ પધારો તમો.

અચરત પામીઆ સરવે જન, વળી આગળ ચાલ્યો રાજન;
ઝળકારે ઝબકારો થાય, તેથી રાજા ઘણો અકળાય.

દોહરા.

જલદ રાજા અચરત થયો, વળી આગળ ચાલ્યો જાય;
એક કોસ વળી ચાલીઓ, ત્યાં દીઠી વળો રચનાય. ૧
બમણું કામ પેલા થકી, બીછાનાં શુભ અમુલ;
તેની રચના શી કહું, સુરજને સમતુલ. ૨
જળહળ જોત ઝળકી રહી, ઘણાં ચિત્ર વિચિત્ર કામ;
રાક્ષસ જાત સરવે મળી, તેણે કીધો દંડ પ્રણામ. ૩
આગતા સ્વાગતા ઘણી કરી, દીધું ઘણુંએક માન;
અતર બાસને હાર ફુલ, મેવા ફળને પાન. ૪
એક ઘડી તેમાં કરી, વળી તાંહાંથી નીસરચા બાહાર;
તે પણ લુટાવ્યું સહિ, ઘડી નવ લાગી વાર. ૫
તારે રાજા મુખથી બોલીઆ, શું કરો છો આ કામ;
મારા બાવંદના હુકમથી, તમપર ખેરાત આ ઠામ. ૬
કશી ગણત્રી એની નથી, નથી ખજાને ખોટ;
હીરા ઝવેરના ઢગલા બારણે, તેને શી વાતની ખોટ. ૭
એ હજુરી રાયની, નથી દીઠી તેં રચનાય;
લુટાવી દે એક પલકમાં, તે જોઈને વીસમય થાય. ૮
એમ વાત કરે તહિ, આણંદ અંગ ન માય;
તાજલમુખને ખબર થઈ, કે આવ્યા મુજ પોતાય. ૯

ચોપાઈ.

ઘણું પ્રસન થયા તે વાર, પોતે સ્વારી કરી તઈયાર;
મળવાને સામા પરવરચા, હરમ્ય ઘરી પોતે સંચરચા.
દીવવ વસ્ત્ર સજા શણુગાર, શોભા કેતાં નવ આવે પાર;
કામ દેવ સરીખુ રૂપ, ઈંદ્રના સરખો દીશે ભુપ.
ચડી સ્વારીએ આવ્યો તહી, એક કોશ સામો તે સહી.
તે જલદ રાયે જાણી વાત, રૂવે રૂવેથી થયો રળીઆત
ધન ધન મારે આજનો દન, પ્રમેશ્વર થયો પ્રસંન;
ઘેર બેઠાં ગંગા મળી, જોતામાં પાપ જાસે પરજળી;
મારા પુન્ય તણો નહી પાર, સામો મળવા આવ્યો આ ઠાર
એમ હરખ ધરેછે રાય, રાજકુંવર ઉભાછે તાય;
જાણે બીજો દીનકર સુર, એવું ઝળકે મુખપર નુર.
સભા સરવે જાખી થઈ, કોઈથી સામુ જોવાય નહી.
જાણે ચીતરામણ લખીયા ભીંત, એમ થઈગયાં સહુના ચીત

જલદ રાજા ઉઠયો તેની વાર, એને ભેટીને કરયો જુહાર;
પ્રેમ આલીંગન દઈને મલ્યા, દુખ હતાં તે સઘળાં ટળ્યાં;
રાજકુંવરે કરી વીનતી, ભલે પધારયા કેટલી પતી.
ભલે પધારયા આણે ઠામ, પાવન કરો આવી મુજ ધામ;
સરણે આવ્યો તમારે આજ, પૂરણ ભાગ્ય હમારાં કાજ.
રાંક જાણી કરૂણા કીજીએ, જસ મહીમા જગને દીજીએ;
કરૂં સેવા હું રૂડી પેર, આજ પધારો મારે ઘેર;
સેના સહીત ચાલો મુજ સાથ, એમ કહીને જોડા હાથ.
તેમ તેગ રાજા અચરત થાય, એ સાચુ કે સ્વપનું કેહેવાય;
ગાંડાઘેલી સરવ પુરૂષ ખ્યાલ, તે પણ મનમાં થઈ ખુશાલ.
એ નર શીવાય બીજો નહી, જોઉ ચરચા શું થાય અહી;
એમ જોઈ સહુ અચરત થાય, ઉઠી ત્યાંહાંથી સરવે સભાય.
અશવારી ત્યાં થઈ તઈયાર, આગળ રાજા પાછળ રાજકુમાર;
છતરીસે વાજાં વાગે સહી, બીજી શોભા નવ જાએ કહી.
એ રીતે આવ્યા પર પાસ, જાણે સોભા સુરજ પ્રકાશ.

દોહરા.

દીઠી રચના ત્યાંહાં દેવની, ઉદેકાર ઉદ્યોત;
ત્યાં કોટી સુરજ ઉદે થયા, જાણે જલહલ જ્યોત.
બાગ બગીચા રાવટી, જાલી અટારીને માલ;
કામ બધુ સોના તણું, માંહે જડ્યા હીરાને લાલ.
ચડ કોટને કાંગરા, સુના કેરા તે દ્વાર;
એક કોસથી વતી નહી, તે સોભા અપરમપાર.
વરક્ષ ઝાડ ઝળકી રહ્યાં, સુના રૂપાથી વીશાળ;
માણેક લાલ લીલા મણી, ને વળી ઝળકે લાલ.
કવીતા કહે શું વરણવું, દેવતાઈ સઘળું કામ;
શીશી રચના તેની લખું, એ રચના એ ઠામ.
દીગમુડ સઘળા થઈ રહ્યા, એ કારણ શું કહેવાય;
અવતાર સફળ સઉના થયા, એમ કહીને જોતા જાય.
જોતા જોતા ચાલા સહુ, ગલી કુંચાને બજાર;
બાગ બગીચા રાવટી, આવ્યા મેહેલમાં તે ઠાર.
રાજકુંવરે હુકમ કરયો, હીરા બાગ કરો તઈયાર;
ઉતારો તેમાં રાયને, તેમાં શોભા અપરમપાર.
જાણે કોટીક દીપક પ્રજાળીયા, જાણે ઝળકી હીરાની જોત;
બીજી રચના તેમાં ઘણી, ઉદેકાર ઉદીયોત.
જરીનાં બીછાના તકીઆ તહાં, તેમાં પણ હીરાનાં કામ;
બેસાડ્યા તેમાં રાયજી, જાણે ઇંદ્ર શોભા તે ઠામ.

ફુંવારા જારી કર્યા, ગુલાબ અતરના જયાંહાં;
શેહેર ધારી ફુરે તણી, સુગંધ બેહેકી રહી તાંહાં.
બીજી ખુશબોનો પારજ નથી, તરેહ તરેહનાં તેલ;
ભરી છાબ તાંહાં પુસ્પોએ, થઈ રહી રંગની રેલ.
ભક્ષ ભોજન મુકયા ઘણા, મેવા ફળ પકવાન;
એલચી ઘણાં મુકયાં વળી, મુકયાં સોપારીને પાન.
આગતા સ્વાગતા કીધી ઘણી, કરાવ્યા અમરત આહાર;
રાગ રંગ પછી ત્યાંહાં થયા, ગુણકા નાચે તે ઠાર.
આણંદ સઉને અતી ઘણો, ખુશાલી ઘણી મનમાંય;
ગુલબંકાવળી મનમાં દુખ ધરે, તેનો કહું મહીમાય.

## ચોપાઈ

ગુલબંકાવળી ધરે છે દુખ, ઉતરી ગયું છે તેનું મુખ;
એ તે શું કાર્ય કીરતાર, મારી સઘળી રચના આ ઠાર.
મેહેલ બાગબગીચા રાહી, કોણ ઉચકી લાવ્યું આહી;
મરત લોકમાં કેમ એ થયું, હેવું દુખ કોણે મુજને કરયું.
એ ગુંધ શીધ માહારી સહી, કેમ કરીને આવી અહીં;
મારે ફુલ તણો એ નીશ્ચે ચોર, આ દુખ કેમ કરૂં ઘનઘોર.
એ કઈ પ્રકારે લાવ્યો આહી, મુજને તો ફીકરજ સહી;
એમ ઘણી દુખીયારી તે થઈ, પછે પાંચપરી તેડી તહી.
ગુપત કરી તે સાથે વાત, આતો મોટો થયો ઉતપાત;
સરવસ્વ આપણું આવ્યું આંય, એતો કારણ શું કેહેવાય.
થયો દેવતા કેરો કોપ, આપણો દેશ થયો અલોપ;
ગતી ભંગ થઈ મારી કાય, નથી સુજતો એકે ઉપાય
તમો જઈને જુવો તહી, આપણી વાડી છે કે નહી;
ચાર ઘડીમાં લાવો તપાસ, પછી ફરી આવો આ વાસ.
વચન વીનતાનું મુસતક ધરયું, ગગન મારગ પલાયન કરયું;
ઉડવાની વીદ્યા તેને શી વાર, પવન પહેલાં જાએ તે ઠાર.
હેવો પરી તણો મહીમાય, ચારઘડીમાં પોહોતી ત્યાંય;
બંકાવળીનું છે જે ધામ, વળી સરવે જાંહાં છે મુકામ.
ફરી વળી તે ચારે પાસ, દીઠી રચનાને પહોતી આશ;
રતીભાર કાંઈ ઓછું નથી, ધારીને જોયું સરવથી.
તાંહાં નીશચે પોતાની કરી, પાછી ઉડી ચાલી સુંદરી;
ચાર ઘડીમાં આવી તે ઠાર, ગુલબંકાવળીને કરે જુહાર.
આપણી વાડી મેહેલને બાગ, સરવે અનામત છે તે જાગ.
ચારે ખુણે ફરી આવી અમો, ચંતા મનની તજજો તમો;
તાંહાંને અહીં કાંઈ અંતર નથી, એ નીસ્ચે વાત સાચી સરવથી.

એ પ્રભુ તણી માયાનો નહી પાર, કોઇ દેવતાએ રચ્યો આ ઠાર;
એવાં વચન સુણી તે નાર, તારે હરખ પામી અપરમપાર.
અચ્ચા જોવા બેઠી તહી, હરાવી ભેદ થાય છે સહી.
ઘણી ખુશાલી તેને મન, નચીંત થઇ બેઠાં સહુ જન;
રાજકુંવરે પછે કહાડી વાત, ભાગવા સહુના મનની ભરાંત.

દોહા.

તારે રાજકુંવર મુખ બોલીઓ, સુણો રાજાજી વાત;
હકીકત તમારી કહો, તો ભાગે મન ઉચાટ.
રાજ રીત શી રીતે કરો, છો પરજાતણા પ્રતીપાળ;
નારી કુંરજન તમને સહી, તે કરો ભુપાળ.
પરધાન તમારો ડાહ્યો હશે, કોટવાળ હશે તેણીવાર.
તે સરવે કહો તમો, પછે અમે કહેશું તેવાર;
તારે જલદરાયજી બોલીઆ, સાંભળો રાયજીવાત;
એ હકીકત માંડી કહું, તે ચીતમાં લાવો વીખ્યાત.

ચોપઈ.

સુણો રાય ચતુર સુજાણ, ખતરી તણા છઇએ સંતાન;
રાજ ચલાવું રૂડીપેર, ઘણી અલખત છે મારે ઘેર.
પ્રધાન કોટવાળછે રૂડી રીત, તે ઘણા ડાહ્યાછે ચીત;
ઘરમાં તરૂણી છે એક, તેને પુત્ર ચાર છે વીવેક.
તે પુત્ર અમારા આગળછે સહી, તેના ગુણનો પારજ નહી;
કામ કહ્યુ કરેછે સરવ, નથી લાવતા મનમાં ગરવ.

દોહરા.

તારે રાજકુંવર બોલીઓ, કહી તમોએ સત વાચ;
ચાર પુત્ર તમો કહેછો, પણ મેં સાંભળીયા પાંચ.
તમો જે ચાર કહોછો સહો, તે અચરત સરખી વાત;
પાંચમો પુતર કોહો ક્યાં ગયો, સાચું કહો વીખ્યાત.
જલદસંગ ત્યારે બોલીઓ, સાંભળો રાયજી વાત;
પાંચમાની વાત કહેવાતી નથી, તમાં ઘણો છે ઉતપાત.
તેની જન્મોતરી કરાવતાં, જોશીએ કરયો ઉચાટ;
એ પુત્રને જોતાં અંધ થશો, એ અચરત સરખી વા
માટે દેશવટો દીધો એ પુત્રને, કહાડયો જંગલની માંય;
વજીર તે સાથે પરવર્યો, રક્ષાની કારણ ત્યાંય.
ત્યારે રાજકુંવર પછે બોલીઓ, કેવું હતું તેનું રૂપ;
નામ તેનું શું હતં, તે વીસતારી કહો ભુપ.
જલદશંગ ત્યારે બોલીઓ, શું જાણું એનું નામ;

વજીરને પછે તેડીઓ, રાજાએ તેણે ઠામ.
તે વજીર આવી ઉભો તહી, કરજોડી કરયો પ્રણામ;
શું ફરમાવો છો રાયજી, એમ કહીને નમો તે ઠામ.
રાજકુંવરે પછે ઓળખ્યો, નીરચે વજીર કહેવાય;
એણે પાળો મોટો કરયો, એમાં સંદેહ નવ ધરાય.
ભણાવ્યો ગણાવ્યો છે મુને, કીધો ઘણો ઉપકાર;
એમ વીચારી મન વીશે, પુછ્યું સભા મોઝાર.
પાંચમો પુત્ર રાજા તણો, તે સુંપ્યોતો તમને જાણ;
તેહ નામ કળાગુણ ચાતુરી, ધારીને કહો મંડાણ.
પછે વજીરે માંડી કહ્યું, જે પુરવ હતી વાત;
તે સાંભળીને હરખીયા, ખુશી થયા સહુ સાથ.
તારે વજીર કહે સહુ સાંભળો, કહુ અચરજ એક આવાર;
પાંચમો પુત્ર જે હતો, તેવા છે આ રાજકુમાર.
એ કાનતા ચતુરાઈ તે તણી, રૂપ રાગને રંગ;
મેં પરીક્ષા એની કરી, પાંચમો પુત્ર એ સંગ.
મારા મનથી ઓળખ્યો, સાચો કહુછું વાત;
માહારાજ એ બેઠી કહો, વીસતારી કહેજો વાત.

ચોપાઈ.

તીયાની એંધાણી સહુ મળી, મળ્યા અન્યોઅન્ય પોતે વળી;
પછી માતને મળવાને તેડે સહી, વેગે કરીને ચાલો વહી.
એવાં વચન સેવકનાં સુણી, ખુશાલી વાધી મનમાં ઘણી;
તે વીનતા તણું ઘણું દુખ, જોવા ચાલ્યા મા પુત્રનું મુખ.
વધામણીમાં આપીઆ સણગાર, સુખપાલ ઉપર બેઠાં તે ઠાર;
માતા પુત્રને મળ્યાં તહી, શોભા જોતાં દીગમુડ થઈ.
રાજકુંવર જઈ નમીઓ પાય, હું તો પુત્ર તું મારી માય;
દીઠું મુખ ને દુખ ગયું વીસરી, રૂપે રૂપથી રાણી ઠરી;
માત પીતાને તીજા ભરાત, કરવા લાગ્યાં ગુંજની વાત.

દુહા.

માત પીતા સુખ આલીયાં, કુળ તારણ તું તન;
પરણાવીએ તુજને પદમણી, વીનતા રૂપ રતન.
સંસાર તણું સુખ ભોગવો, ઘણું દુખ પામ્યા રાય;
એમ કહીને રોઈ ઘણું, ભરે આંખ તેની માય.
અરે માતાજી ચંતા તજો, મે પરણીછું નાર;
એતો દાસી તમ તણી, કહોતો લાવું આ ઠાર.
ત્યારે માત પિતા હરખ્યાં ઘણું, જોવા ઇછ્છે મુખ;
દીકરા દેખાડો વહુ મુજને, તો તો જાએ દુખ.

સજન સહુ ટોળે મળી, એમ કહેછે વારંવાર;
વહુ જોવા ઇછે સહુ, તે દેખાડો આ ઠાર.
રાજ કુંવર ગયો મેહલમાં, જ્યાં વીનતાનો વાસ;
ચરણે લાગી બેઉ ચંતની, સનમુખ ઉભી બેઉપાસ.
માત પીતા મુજ પાસે આવીઆં, મળવા કુટંબ પરીવાર;
તમને મળવા તેડે તહી, માટે ચાલો બંને નાર.
ચક નાંખીને બેસડજો, નવ દેખાડસો કાય;
ત્યારે તમને પુછશે, મારાં માત પીતાય.
પડદા શો મુજ આગળે, તમો ફરજન થયા આજ;
ખોળે બેસો આવી કરી, મા બાપની શી લાજ.
તેવારે તમે મુખ બોલજો, અમારો સફળ અવતાર,
તમારા દરશનની ઇછા ઘણી, ચરણે નમું આ ઠાર.
પણ ગુલામ અમારા ચારછે, અહી તેને કેમ દેખાડું મુખ;
એવું શીખવીને આવીઆ, માત પીતા સનમુખ.
સજી શણગાર આવ્યાં તહી, મેમુદા લાખા બે નાર;
ચક નાંખ્યા તાંહાં દાસીએ, બેઠી પડદે બે નાર.
તારે રાજા રાણી બોલીઆં, શીદ ધરોછો લાજ;
તમો પુત્ર સમાનછો, આવીને બેસો આજ.
આ કુટંબ મેળો છે સહી, નથી અંતરમાં કોઇ અન;
માટે આવો નીરભે થઇ, એમ બોલ્યાં રાણી રાજન.

ચોપઇ.

ત્યારે લાખા બોલી તહી, તમે કહ્યું તેમાં સંદેહ નહી;
માતપીતા તણી શી લાજ, પણ એક અચરત સંભળાવું આજ.
ચારે પુત્ર તમારા સનમુખ, તેને નહી દેખડાવું મુખ;
મારા દેશમાં આવીઆ એહ, રમત રમવા આણી નેહ.
હાર જીતની પાડી હોડ, રમવા માંડ્યું તે ચારે કોડ.
એ સરવસ હાર્યા મારે ધામ, છેલી બાજીએ થયા ગુલામ.
બાર વરશ મજુરી કરી, ચતુર વરજીને હું વરી;
કર જોડી ઊભા મુજ પાસ, માગી રજા આણી ઊલાસ.
બાર વરસ ગયા હવે વહી, આપો રજા તો ઘેર જઇએ સહી;
જાણે દીધું જીવતદાન, લાચાર થઇ બોલ્યા એ વાણ.
માત પીતાને મળીએ જઇ, કરજોડી એમ વાણી કહી,
ઘણી વીનતી મારી કરી, પછી ગુલામી દાગ દીધા ફરી.
જંગા ઊપર દીધા સહી, એ વાતમાં સંદેહ નહી;
નહીતર બોલાવી પુછો માત, પછે માનજો સાચી વાત.
જોઇને કહાડી મુકો તમો, તો તો આવી મળીએ અમો;

એ વાતનું મોટું દુખ, ગુલામને કેમ દેખાડું મુખ.
પ્રધાનની આણ એ શાચી વાત, માનો તો જુઓ સાક્ષાત;
અચરત પામ્યાં માતને તાત, આતો અચરત સરખી વાત.
તે ચારે જણા શરમંદા થયા, નીચું જોઈને ત્યાં તે રહ્યા;
માનભંગ થયા તે વાર, નીચું જોઈને નીસરયા બાહાર.
જાણે વીજળી ઉતરી આકાશ, તેથી રૂપ ઘણું પ્રકાસ;
દેવરૂપ વેશ ધરી કરી, બંનો નારી ત્યાંથી પરવરી
સાસુ સસરાને લાગી પાગ, કરજોડી ઉભી તે જાગ;
અમો દાસો તમારી આ ઠામ, જે ફરમાવો તે કરીયે કામ;
રાણીએ કર મુકયો શીશ, અખંડ શૌભાગ દીધી આશીસ.
પદમણી સ્ત્રિ તે કોણ માત્ર, ઘણી નાજુગને ગોરૂં ગાત્ર.
ત્રપત થયાં જોતામાં મન, ઘણી ખુશાલી પામી તે દીન;
રાજા રાણીએ આપો રજાય, રાજ સભામાં જઈ બેઠા રાય.
પાંચમા પુત્રને પાસે લેઈ, પછે મેહેલમાં વીનતા ગઈ;
ઘણી ખુશાલી થઈ મન, હસી કરી બોલા રાજન.
શું વીત્યું ભાઈ તમારે કાય, તે સહુ વીસતારો કહો આંય;
ત્યારે રાજકુંવરે સઘળી તહાં કીધ, તે રાજાએ સુણી લીધ.
વાત સાંભળી અચરત થયા, પછે રાજાએ બોલજ કહ્યા;
પછે ચાર પુત્રને બોલાવી કરી, ચતુરાઈ ભલી તાહા તમોકરી;
ના આપત ફુલ તો ઘાતજ થાત, તાહારે ઘસવા પડતે હાથ.

દોહરો.

એવાં વચન કુંવરનાં સુણી, અચરત પામ્યા મન;
ધન ધન તાહારી બુધને, વળી પરમેશ્વર પ્રસન.
તેં નામ વધારયું કુળ વીજે, બોલીગયા શું થઉ આજ;
તેં દુખ વેઠયું કાયા ઊપરે, ને ફુલ લાવ્યા મુજ કાજ.
શાબાશ શાબાશ સહુ કહે, વરણ અઢારે લોક;
માગી રજાને પરવરા, સમીયા સહુના શોક.
પછે જલદ રાજા બોલીઓ, પુત્રની સાથે વચન;
શીરકરતાન આવો તમો, તો હરખે મારૂં મન.
રાજપાટ આપું તમને, તેથી રેહેશે મુજ નામ.
માટે સાથે આવો તમો, એમ બોલ્યા તે ઠામ.
ત્યારે રાજકુંવરે વીનતી કરી, એમ કેમ થાએ કાજ;
તમ છતાં અમે બેશીએ, તો થાએ કુળને લાજ.
નીત મળવાને આવશું, ને રેહેશું આણે ઠાર;
એમ કહીને ચરણે નમ્યો, પોતાને રાજકુમાર.

જલદ રીજયો અતી ઘણું, પુત્રનાં સુણી વચન;
રજા માગીને પરવરયો, પુર વીશે રાજન.
તહાં નીરઘોશ નીશાન ગડગડે, પુરનગ વીશે ત્યાં જાય;
પુર વળાવી પરવરયો, આણંદ અંગ ન માય.
રાજપાટ રાજાજી કરે, કુંવર રહ્યા તે ઠાર;
એ વાત રહી એટલે, બંકાવલી શું કરે તે વાર.
અરમા તેણે સરવે જોયા, લીધા સઘળો પાર;
ધન ધન છે એ નરને, એમ મનમાં કરે વીચાર.
એવાં પરાક્રમ એણે કરયાં, તે કરિ ન શકે કોય;
મરતલોકનું એ માનવી, શોભા ઇંદ્ર સરખી સોય.
વરત ભંગ મારૂ કરયું, એને ઝાલો મારો હાથ;
વળિ વીંટી મારિ હરિ ગયો, ધન ધન એની જાત.
માટે એ નરને હું વરૂ, એવો નહી સંસાર;
એમ વીચારી મન વીશે, કાગળ લખ્યો તે ઠાર.
વીંટી રાજકુંવર તણી, ઘાલી ગયો હતો જે હાથ;
બંનોવાનાં મોકલ્યાં, સમેદ પરિની સાથ.
આ આપો કરી આવો તમો, રાજકુંવર છે જાંહાં;
પ્રતીઉતર લખાવી કરી, આવજો હું છઉ આંહાં.

ચોપાઇ.

એમ કહી ચાલી તેણીવાર, જ્યાં પોતાનો હુતો ઠાર;
જીવ રહ્યો રાજાની પાસ, કયારે પોચશે મનની આસ.
દાશીને સોંપી ગઇ કામ, તે તો ગઇ રાજાને ધામ;
વીંટી કાગળ આપો તહી, એકાંત જાગ બેઠા છે સહી.
અચરત પામ્યા મન મોઝાર, વીંટી દીઠી પોતાની તે ઠાર;
ત્યારે ગુલબંકાવલી સાંભરી તહી, તેના કરમાં ઘાલીતી લઇ.
નખશીખથી હરખ્યું અંગ, મોહ પામ્યા થયો મન ભંગ;
વીંટી જોઇને વ્યાકુળ થયો, વીનતા પ્રત્યે બોલજ કહ્યો.
કોણે મોકલી તુજને નાર, કયાંથી કાગળ લાવી આ ઠાર.
તાહારે તેણે જોડ્યા હાથ, પ્રતી ઉતર કરયા તે સાથ;
ગુલબંકવલી પરીનું નામ, તેણે મોકલી આણે ઠામ.
વીંટી નીશાની તમો લીજીએ, આ કાગળનો ઉતર દીજીએ.
એવાં વચન વીનતાનાં સુણી, ખુશાલી વાધી મનમાં ઘણી;
કાગળ લઇ રૂદીઆશું ધરી, વાંચવા માંડ્યો હેતજ કરી.

દોહરા.

પ્રતીઉતર પાછો લખ્યો, એ સઘળી સાચી વાત;
ફુલ લીધું તળાવથી, જોયો બાગ સાક્ષાત.

સાતમે મેહેલ હું તો ચઢયો, ત્યાં દીઠી તમને નાર;
પગથી તે શીખા સુધી, મે શોભા જોઇ અપાર.
નીંદરા વશ તું તારૂણી, મેં નીરખી તારી કાય;
મોહ બાણ વાગ્યું સહી, તેવારે રૂદીઆ મુંય.
આશકનું ચાલે નહી, હાસુ કરયું લગાર;
દીલ નહી રાજી તેહનું, તો મારી નંખાવે તે ઠાર.
કદાપી માસુક રીજીએ, તો બખસે તનમન ધન;
નમી ચિત આગળ ધરે, કરે તે મન પ્રસન;
એ પ્રમાણે એ વાતમાં, નીશચે કરયું એ વાર;
વીંટી બદલી મેં તજ્યો, તુરત તમારો હાર.
જો માસુક રીજશે મનમાં, તો કરશે ભેદ અપાર;
જમીન ફોડીને પરવરે, નવ ડરે લગાર.
એક વખત તાંહાં આવીયા, ઘણી ચતુરાઇનું કામ;
હવે એ સેહેલુ નથી, કેમ અવાય એણે ઠામ.
ફીરપા દ્રશ્ટી હશે તમ તણી, લખીત પદારથ હોય;
તો તો મળશું એકઠાં, તેને કળી ન શકે કોય.
એમ લખીને પતર આપ્યો તહી, સમેદ પરીને હાથ;
લેઇ ગગને તે ઊડી ગઇ,કાગળ પોતાને સાથ.
પછે બંકાવળી કને ગઇ, ચરણે નામુ શીશ;
કાગળ મુખ આગળ ધરયો, તે વેળા તે દીશ.
પ્રસન થઇ તે મનમાં ઘણી, ઊમેદ વાધ્યો અંગ;
ઉકેલીને વાંચીઓ, અતીશે ધરી ઉમંગ.
પ્રતી ઊતર વાંચી કરી, પ્રસન થઇ તે નાર;
ધન એ પુરૂશની ચાતુરી, ધન ધન મુજ અવતાર.
તે નરને તેડું અહી, બતરીશ લક્ષણ મુજ જોડ;
પરણીને થાઉ પરેમદા, તો પોહોચે મનના કોડ.
આશકનું ચાલે નહી, માશુક આગળ લગાર;
માટે વીંટી મુકી ગયો, ધનધન રાજકુમાર.
અહી તેડાવું તે નરને, રશીક રઢીઆળુ મુખ;
પછી જોઉ તેનું પારખું, તેડીને ભોગવું સુખ.

ચોપાઇ

એવું મન વીચારી કરી, સાહેલી સાથ વાણી ઉચરી;
અબોલાને લાવો અહી, તેથી કામ થવાનું સહી.
સુણી વચન ગઇ તે દાસ, આવી અબોલાં કેરી પાસ;
મુખ થકી તેણે વાણી કહી, ગુલબંકાવળી તેડેછે તહી.
માટે ચાલો મારી સાથ, એવી મુખથી કહીછે વાત;

અબોલા ધ્રુજવા લાગી મન, કાંઈક આવીયું શીર વીઘન.
મનમાં હીમત બહું ધરી, પછી સાહેલી સાથે પરવરી;
ગઈ બાગમાં જ્યાં વીનતા પાસ, એક અબોલાને બાજી દાસ.
રૂદન કરતાં દીઠી નાર, મુખ ઉતરી ગયું તે ઠાર;
શું દુખ તમને થયું માત, મુજને કહોને સાચીવાત.
જે ફરમાવો તે કીજીએ, હુકમ તમારો શીર લીજીએ;
શીવાતનું તમને છે દુખ, વીશતારીને કહોને મુખ.
તારે બંકાવળીએ વાણી ઓચરી, તેં મુજને દુખાઆરી કરી;
રૂપે રૂપેથી બળુંછું અમો, તે વહની સળગાવી તમો.
જમાઈ કરીને રાખ્યો પાસ, તે નરને લઈ આવો આવાસ;
તન મન તે માહારા પ્રાણ, તેણે વીજોગે દુખીઆરી જાણ.
તે નરની મુજને વહની થઈ, એમ બંકાવળી બોલી તહી;
ભોગવું તે નર કેરી કાય, ત્યારે હઇડું શીતળ થાય.
તે ઊપર જાય સઘળું દુખ, શું વીસતારીને કહીએ મુખ;
દુખ તજો તમે મનથી આજ, લાવું ચારઘડીમાં રાજ.
એવું કહી અબોલા ગઈ, મન વેગે જઇ ઊભી રહી;
વાયુ રૂપ તેને શી વાર, જઈને ઉભી રહી તે ઠાર.
રાજકુંવરનું હરખીયું મન, ચરણે નમી બોલ્યો વચન;
માતાજી પધારયાં તમો, પ્રસન થયા છઈએ અમો.
ત્યારે હશીને અબોલા બોલી વાણ, ખુશાલી લાવી ચતુરશુજાણ;
પુરવ જનમનું તાહારૂ પુન, બંકાવળી તુજપર થઇ પરસન
તન મનથી ભજેછે તને, તેડવા કારણ મોકલી છે મને;
નેવનાં પાણી મોભે જશે, તે વીનતા તો તારી થશે.
રાજકુંવરતો થયો રળીઆત, એ તુજ પરતાપે મારી માત;
ગગન મારગે ચાલી ગઈ, તાંહાંતો વાત એક વીપરિત થઈ.
તેની માતાએ જાણ્યું શહી, તે મળવાને આવી તહી.

દોહરા.

પુત્રી પાસે તે જઇ કરી, ને બોલી મુખથી વાણ;
ઘણા દીવસ ક્યાં રહી દીકરી, તું ક્યાંથી આવી જાણ.
ચનો બાગ તમારો થયો, મેં સાંભળી એવી વાત;
તે કારણ આવી અહી, સાચી કહેને વાત. ૧
ક્યાં ગઈતી તું દીકરી, મુકીને આ ઠામ;
લંછન લાગે કુળને, તેં એવું કીધું કામ. ૩
મરત લોકનું માનવી, તે ઉપર થઇ રળીઆત;
તું ગઇ વસતીમાં તારૂણી, મેં એવો સાંભળી વાત. ૪

કુળને કલંક લગાડવા, તું અવતરી મારે પેટ;
શોક અવતારછે તાહરો, મારૂ જાણતર ઉઠયું વેઠ. ૫
આપણ અપછરા ઇંદરની, ગાંધરવ લોક અવતાર;
માનવ કથા લેખામાં નહી, તેં નવ કરયો વીચાર. ૬
એમ કઠણ વચન ઘણાં કહ્યાં, તે સરવે સાંભળ્યાં કાન;
પછે તે મુખથી ઓચરી, માતાને દઇને માન. ૭
હું તો કાંઇ નથી જાણતી, કોઇ પુરૂશની વાત;
જુઠું આળ મુકો મને, તો હું કરૂં દેહની ઘાત. ૮
જીવને કરાર હતો નહી, નવ ગમ્યું આ ઠાર;
રમવા કારણ પરવરી, સાહેલી સાથે બહાર. ૯
જુઠું તહોમત મુકો મને, એમ કહી ભર્યાં લોચન;
ત્યારે સંદેહ ભાગ્યો મન તણો, હરખી પોતે મન. ૧૦
એમ કરતાં નીશા પડી, રહી તે પુત્રી પાસ;
અબોલા લાવી તે સમે, તેને પાસે તેડી દાસ. ૧૧
મુખ થકી તેને કહ્યું, લાવીછું રાજકુમાર;
અરજ કરો જઇ માહરી, એમ કહેવરાવ્યું તે ઠાર. ૧૨
તારે સાનમાં સમજાવ્યું, આવો મનના માન્યા યાર;
બંકાવલીએ ઇશારત કરી, ઊતારો બાગ મોઝાર. ૧૩
એકાંત જગા તાંહાં છે, તાંહાં સોભા કહી નવ જાય;
તાંહાં મુકામ આપ્યો રાયને, અબોલા થઇ વીદાય. ૧૪
એમ કરતાં રજની પહોર થઇ, સુતી તેની માય;
બંકાવલી ઉઠી પછે, આણંદ અંગ ન માય. ૧૫

ચોપાઇ.

ઉમેદ વાધી અપરમપાર, સજ્યા અંગે સોળ સણગાર;
દીવ્ય વસ્ત્ર અંગ ઉપર ધરી, મદભરી ચાલી સુંદરી.
તેના રૂપને કોણજ કળે, જાણે જોતાં શુરજમાં ભળે;
જાણે જળકી રહી જ્યોત, ઉદેકાર થયો ઊદ્યોત.
રાજકુંવર બેઠા તાંહાં સહી, રમઝમ કરતી આવી તહી;
દ્રસ્ટે દ્રસ્ટી મળી જેટલે, રાજકુંવર મોહ પામ્યા તેટલે.
વાગ્યાં તેને મોહનાં બાણ, પડ્યા પ્રથ્વી વશ થઇને પરાણ;
બંકાવળી તાંહાં અચરત થઇ, નરનારી રૂપથી શુધ ના રહી.
ખોળામાં જઇ લીધું શીશ, વાયુ તેને ઢોળે તે દીશ;
અચરત દ્રસ્ટીએ જુયું તે નાર, શીતળ થઇ ઉઠયો તેની વાર.
કામદેવ સરીખો દેહ, દીઠા નારી અને ઉપન્યો નેહ;
જાણું ચંદ્ર તણો અવતાર, જોતામાં અચરત થઇ તે નાર.
દુખ સઘળું જોતામાં ગયું, વીભળ મન વીનતાનું થયું;

ઓળામાંથી ઉઠયો જેટલે, વીનતા ચરણે નમી તેટલે.
દ્રસ્ટે દ્રષ્ટી અન્યોઅન્ય મળી, ગયાં ચીત બંનેનાં ગળી;
કહે બંકાવલી હશીને વચન, સાંભળો રાજવંશીના તન.
ભલે પધારયા આણે જાગ, પુરવ જનમનું મારૂં ભાગ્ય;
વીંટી મારી બદલી અહી, તે દીવસની નીંદરા વની રહી.
અબોલાને મોકલી અમો, તે શોધીને લાવી તમો;
માહારા હયડા કેરો હાર, પરમેશ્વરથી અદકા આ ઠાર.
અવર પુરૂશ બીજા સંસાર, ભરાત તાત સરખા નીરધાર;
એમ કહીને કીધુ હાસ, ત્યારે કર ઝાલીને લીધો પાસ.
બાથમાં ઘાલી તેની ઠાર, ગાંધરવ વીવાહ કરયો તે વાર;
પછે એક એકના પ્રેમ રૂચ્યા સહી, ચુંબન વીનોદ કરે છે તહી.
એક એકનું મન ગયું છે મળી, જીવ બેઉના ગયા ત્યાં ભળી;
ભોગવીલાસ કરે નરનાર, સુખ પામ્યાં બન્યો તે ઠાર.
સુખસેજા ઉપર સુતાં બેઉ સાથ, એકએકને ભીડી ભુજબાથ;
નીંદ્રાવશ કાયા બેઉની થઇ, તન તણી સુધી નવ રહી.
મધ નીશા ગઇ છે રાત, જાગી ઉઠી તેની માત;
પૂછ્યં પામતા નીકળી બાહાર, આવી સુતાં જયાં નરનેનાર.
દ્રસ્ટે જોયું સુતાં તે ઠાર, કલેજુ દાઝયું અપરમપાર;
પછે મન વીચારજ કરી, ત્યાં શું કરે છે સુંદરી.

દુહા.

દ્રસ્ટ દીઠા માનવી, શુતા પુત્રીને સંગ;
દ્રસ્ટે દેખી નવ શકી, જવાળા લાગી અંગ; ૧
ઝાલી પગને એંચીઓ, ઉરાડી દીધો આકાશ;
જાણે ગોફણે ફેરવ્યો, તે રીત તે ઠાર. ૨
બંકાવલીને ઝાહાલી તહી, મારયા તમાચા દશવીશ;
લઇ ચાલી પોતાના શેહેરમાં સ્વરગપુરી તે દીશ. ૩
ગાંધરવ નામે પોતા સહી, પોતાનો ભરથાર;
હકીકત સઉ માંડી કહી, પુત્રીની તણી વાર. ૪
ક્રોધ ચઢયો કાયા વીષે, કેદ કરી તે ઠામ;
કેદમાં રાખી કામની, પણ નરનું નવ મુકે નામ ૫
ઘડી પલક ના વીસરે, જુરે દીન ને રાત;
અન જળ નીંદ્રા તજી, કરે ઘણું કલપાંત. ૬
હોલે દીલ તેનું થયું. તજીયાં સઘળાં સુખ;
રાજકુંવર નવ વીસરે, લેહ લાગી તે મુખ. ૭
સોળે શણગાર તેણે તજ્યા, વીલાપ કરે અપાર;

બેહોશ થઈ અવની પડી, વળી મુખે કરે પોકાર. ૮
દાશીએ જાહેર કરી, તેના દુખની વાત;
તે નરના વિજોગથી, કરેછે દેહની ઘાત. ૯
ખાનપાન સરવે તજી, રૂદન કરેછે અપાર;
ત્યારે માત પીતા કોપીયાં, પગે બેડી જડી તે ઠાર. ૧૦
ગળામાં તોગ ઘાલ્યુ વળી, બાંધી થંભશું જાણ;
કુળને કલંક લગાડીયું, ધીક જીવતર નીરવાણ. ૧૧
ધીકાર પડયો તુજ રૂપને, ધીકાર પડયો તુજ અવતાર;
ધીકાર પડો તુજ ચાતુરી, તેં તો કુળ બોળ્યું આ ઠાર ૧૨
નફટ થઈ નથી લાજતી, હજી તે વાતનો ખ્યાલ;
હત્યા લાગી નવ ડરે, આણીશ તાહારો કાળ. ૧૩
ડાપણ રૂપને ચાતુરી, તેમાં પડી ધુળ;
કેમ ન મુઈ તું દીકરી, લજાવ્યું મારૂં કુળ. ૧૪
એમ કહીને કેદ કરી, કોઈ નવ ચાલ્યું તે નાર;
હવે રાજકુંવરને નાખીયો, તેનો કહું વીસ્તાર. ૧૫

ચોપાઇ.

ક્રોધ કરી ફેંકયો તેણીવાર, જાણે ગોફણ ગોળો તેણે ઠાર;
સમુદર મધે પડીયો જઈ, ગયો ત્રણ જોજન ત્યાંથી સહી;
પ્રભુની માયા અપરમપાર, બચાવી લીધો તેણી વાર;
આવરદાની દોરી લાંબી સહી, તે કોઈથી તોડાએ નહી;
સમુદરે છોળ મારી તે ઠાર, કાહાડી નાંખ્યો જળથી બાહાર;
સવા પોહોરે થયો સાવધાન, આંખ ઉગાડી જોયું તે ઠાર;
જુવેતો દરીયાનાં નીર, એક તરફ ઝાહાડી ગંભીર;
વીચારે પોતાને મન, લખીત આત થઈ તે દીન.
હવે આશા જીવ્યા તણી નથી, એમ વીચારે મનમાં કથી;
કરમે કરયું ભોગવશે દેહ, એ વાતમાં નહી સંદેહ.
એમ મનમાં વીચારી કરી, ત્યાંથી ચાલ્યો હીમત ધરી;
એક કોશ ગયો જેટલે, વાડી એક દીઠી તેટલે;
ઘણી ખુશાલી મનમાં થઈ, અમરત ફળ વળી દીઠાં તહી;
એમ વીચારી પેઠો તે માહે, અચરત સરખુ દીઠું તાંહે;
જાણે માણસ કેરાં શીસ, એવાં ફળ દીઠાં તે દીસ;
હસવા લાગ્યા અપરમપાર, તુટી પડયા ધરણી મોઝાર;
વજરથી કઠણ કીધુ મન, હીમત રાખીને રાજન;
મારી ઠોકરને ચાલ્યો જાય, હીમત રાખી મનડા માંય;
વળી એક કોસ મુકી તે જાગ, ત્યાં દીઠો એક બીજો બાગ;

ઘડા જેવડાં દીઠા અનાર, તેની શોભાનો નહી પાર;
ફળ મધે અનારનાં ઝાડ, ખાજી ઝાહાડી બાર અરાઢ;
રાજકુંવરનું હરખ્યું મન, એક ફળ તોડ્યું તે દીન;
ચીરયું ફળ તેણે તણીવાર, નીકુલ્યાં જનાવર અપરંપાર.
ઉડવાને લાગ્યાં ચોપાસ, તાંહાં સોભા તણો ઉલાસ;
મેવા તણો કાંઇ પારજ નથી, ફળ ફુલ શું કહુ કથી.
શીતળ નીર સરોવર સાર, અમરત સરખું નીર અપાર;
આસ પાસ દરીઆનાં નીર, તે મધ્યે રચના દીઠી તે તીર;
પીધું નીર ફળ ખાધાં લઇ, પછે મનથી વીચાર્યું તહી.

દુહા.

ફળ જળ માણ્યાં સહી, સુખ પામ્યો તે રાય;
કુદરતી ખેલ દીઠો સહી, અકળીત કળો નવ જાય. ૧
ચારે દશાએ છે નીર, ન જવાય ત્યાં બીજે ઠાર;
ક્યારે વસ્તી દેખીશું, ક્યારે આવશે દુઃખનો પાર. ૨
વાહાણ તણો રસ્તો નથી, એ અલૌકીક છે ઠાર;
માટે હીમત હારવી નહી, એમ મન કીધો વીચાર. ૩
ત્યાં કાષ્ટ પડ્યાં છે ઘણાં, ત્રાપો બાંધ્યો તાંહાં રાય;
મુક્યો સમુદ્રમાં તેહને, જેમ હરી કરે તેમ થાય. ૪
એક વાર મરવું સહી, લખીત હશે તે થાય;
એમ કહી બેઠો સહી, અંદેસો કરતો જાય. ૫
આવરદા હશે સહી, તો તો પામીશું પાર;
જઇ પડો તે છોલમાં, ત્રાપો લેઇ તે વાર. ૬
દરીઆએ છોળ મારીને, કહાડ્યો પેલે પાર;
રેત ઉપર ઠરાએો જઇ, એ કુંવર તેણે ઠાર. ૭
સાતા થઇ ચાલીયો, હીમત રાખીને મન;
નીશા પડી તેણે સમે, મહાભયાનક છે વન. ૮
વાઘ વરૂ ઘણાં તહી, શબ્દ કરે ચોપાશ;
ઘણી ઝાડી વીકટ તહી, અનેક જનાવરનો વાસ. ૯
તે ઠામે ધીરજ નવ રહી, ધ્રુજવા લાગ્યાં હાડ;
ચતુરે કીધી ચાતુરી, ચડી બેઠો એક ઝાડ. ૧૦
મધ નીશા એમ કરતાં ગઇ, થયું અજવાળું ઉદ્દોત;
જાણે દીવસ ઉગીઓ, ભાનુ કેરી જોત. ૧૧
જાણે ખરા મધ્યાન થયા, તેવું થયું તે જાગ;
રાયતો અચરત પામીઓ, એટલે દીઠો એક નાગ. ૧૨
તેને માથે મણી સહી, તે તણો છે ઉજાશ;
ખરા મધ્યાન જાણે થયા, જોજન એક ફરતું ચોપાસ.

તાંહાં એક ઝાડ હેઠળ આવી કરી, મુકયું મણી તે ઠાર.
પછે ચારો કરવા પરવરયો, મછનો કરવા આહાર. ૧૪

ચોપઈ.

મછ તણો તેણે કીધો આહાર, ઘણો તૃપ્ત થયો તે વાર;
પાછો ફરીને આવ્યો શહી, જ્યાં મણી મુકયું હતું તહી.
પાછું ચડાવી લીધું શીશ, તજી ઠામ ચાલ્યો તે દીશ;
મણીના તેજથી મછ નાશી જાય, મારે મણી મુકીને જાય.
રાજકુંવરે જોયો તે ખ્યાલ, એમ કરતાં થયો પ્રાતહકાળ;
કંદમુળનો કરેછે આહાર, પાછો ચડી બેઠો તે ઠાર.
પછે કાદવનો એક પીંડો કરી, જઈ બેઠો તે ઝહાડે ચડી;
વીત્યો દીનને રજની પડી, આવી નાગ પહોતો તે ઘડી.
મધ નીશાની વેળા થઈ, તે સમે નાગ આવ્યો તહી;
જાણે સુરજ થયો પ્રકાશ, આવ્યો નાગ તે વરક્ષની પાસ.
મુકયું મણી નવ લાગી વાર, ચાલ્યો મછનો કરવા આહાર;
દરીયાં કાંઠે પહોતો જેટલે, ઉપરથી કાદવ નાંખ્યો તેટલે.
મણી હતું તે ઢંકાઈ ગયું, અંધકાર તે વેળા થયું;
અતી ભંગ તે નાગની થઈ, પડી ફાળ નવ સુધી રહી.
આંખે અંધ થયો તેણીવાર, મણી વીના ન સુજે લગાર;
પછાડા મારે કરોધજ કરી, ગયા પ્રાણ તેના નીસરી;
એમ કરતાં તે રજની થઈ, નાગ પાછો તો આવ્યો નહી.
રાજકુંવરે કરયો વીચાર, હેઠો ઉતરો તેણીવાર;
મરતીકા આણીને કાઢયું મણી, તેહતણી શોભાછે ઘણી.
જતન કરીને બાંધી લીધ, ત્યાંથી પંથ કરેછે શીધ;
કોશ એક તે ચાલ્યો વહી, નાગ મુવેલો દીઠો તહી.
ગુણ ઓશીંગલ તેને થાઉ, એની દેહને દાગ દઈને જાઉ;
એમ વીચારયું તે ઠાર, ઘાસ તણો કીધો અંબાર.
તે મધે ધરીઓ નાગ, રાજકુંવરે પછે દીધો દાગ;
તાર પછે તે ચાલ્યો વીર, મન મધે રાખી બહુ ધીર.
એક તરફ ઝાડી ગંભીર, એક તરફ દરીઆનાં નીર;
પાહાડ પરવત ઘણી બકાય, ખાડાખાઈઆ ઘણાછે તાંહાંય.
તે મધે ઉતરે ને ચડે, મરણ થકી તો તે નવ ડરે;
વાઘ વરૂને રીંછ વીકરાળ, અજગર દેતા મોટી ફાળ.
ઘણું ભયાનક તે વન જાણ, કાયર નર તો છાંડે પરાણ;
તે મધેતો ચાલ્યો જાય, વજર કલેજુ કરીને રાય.

દુહા.

નીશા પડી તેણે સમે, હીમત નવ રહી મન;
વીશરામ કરો જઈ ઝાડપર, તેણે સમે રાજન. ૧
તે ઉપર માળો હતો, એક મેનાનો સાર;
બચ્ચાં ચાર છે તેહમાં, પાંચમી મેનાં નાર. ૨
તે જનાવર નથી જાણતાં, જે ઉપર છે માનવી જન;
ઘડીક એક રજની ગઈ, તારે બચ્ચાં બોલ્યાં વચન. ૩
માતાજી કહો કાંઈ વારતા, વાકય એ કરોની આજ;
હવે અમે મોટાં થયાં, જાશું ચરવા કાજ. ૪
આ જંગલની વારતા, માંડીને કહો વાત;
કઈ દશાએ જઈએ અમો, ચરવા કારણ ગાત. ૫
એવાં વચન પુત્રનાં સુણીં, મનમાં થઈ રળીયાત;
પછી મેનાં હરખાયાં, બોલી બચ્ચાંની સાથ. ૬
પ્રસન થઈને એમ ચવી, પુત્રની સાથે વચન;
ઉતર દશા ભણી પહાડ છે, ઈયાંથી એક જોજન. ૭
હીરા તણો એ છે સહી, તે ઉપર એક સરોવર સાર;
તેહની પાસે એક ઝાડ છે, તેના ગુણ તણો નહી પાર. ૮
તમ આગળ તો હું કહું, ઝાડ તણો ગુણ જેહ;
સાંભળો સુત હેતે કરી, માંડીને કહુ તેહ. ૯
પ્રથમ ગુણ કહું પાદડાં તણો, વાગ્યો શરીરને ઘાય;
પાંદડાં તે ઉપર મુકતાં, તરત જ રૂઝાઈ જાય. ૧૦
ફળ બાંધે કમર વિષે, તે ઉડે ગગન મોઝાર;
સો જોજન જાયે સહી, એક પલકમાં નીરવાણ. ૧૧
ડાંડી તણી જે લાકડી, મારે વજરની માંહ;
કડકા થઈ ખાલની પડે, તે વેળા તે તાંહ. ૧૨
છાલ તણી ટોપી કરી, ધરે શીર આણી નેહ;
સ્વરગ મૃત પાતાળ ફરે, પણ કોઈ નવ દેખે દેહ. ૧૩
એવા ગુણ છે ઝાડના, પાહાડમાં હીરાલાલ;
પણ ત્યાં જઈ શકાતું નથી, ત્યાં નાગ છે વિકરાળ. ૧૪
ત્યાં રક્ષા રહીને તે કરે, ઝાહાડ પાહાડની જાણ;
પસુ પંખીને માનવી, જાય તેના લે પ્રાણ. ૧૫

ચોપાઈ

મારે પુત્ર જશો નહી તહી, એવી મેનાંએ વાણી કહી;
બાકી ગમે તાંહાં ફરજો તન, તાંહાં જશો તો થાશે વીઘન.
એવાં વચન મેનાંના સુણી, વળી બચ્ચાંએ વાણી ભણી;

નવ જોઇએ આપણને ગરથ, નથી ઝાડ તણો કાંઇ અરથ.
જે જાએ તે જીવે નહી, સરપ તેને ડસેછે તહી;
તે સરપને કોઇ જીતનાર, માનવ નામે આવે તે ઠાર.
જીવે ઝાડ પાહાડ તે ઠામ, શીધ્ર કરે પોતાનાં કામ;
એક એકના માથાનો સહી, પરમેસ્વરે ઘડયા હશે કહી;
પરમેસ્વરે રચના કરી, ઉતમ વસ્તુ પરથ્વીપર ધરી.
તે સઉ માનવી કેરે કાજ, એ વાતમાં શો સંદેહ આજ;
કોઇ બત્રીશ લક્ષણો હશે તે જશે, હંકાર નાગતણો ભાગશે.
આપણને તેનું નથી કાંઇ કામ, શેજવાત પુછ્યું આ ઠામ;
તારે વળી બોલી મેનાં વાત, સાચી કહું છું મનની શાથ.
કોઇ માનવી આવશે એ ઠામ, બત્રીશ લક્ષણ રહે ધામ;
હીમત રાખી જસે એ ઠામ, તો તો થાશે તેનું કામ.
એક ઉપાયથી જીવે નાગ, તે તમ આગળ કહું છું લાગ;
તે પાહાડનીચે કોતરડુંછે સહી, એક રૂશી તપ કરેછે તહી.
તેની જઇને સ્તુતી કરે, તારે રૂશી વાણી ઓચરે;
મસ્તક ઉપર હાથ મુકે જેટલે, કામ તેનું શીઘ્ર થાય તેટલે;
એવી વાત મેનાંએ કહી, રાજકુંવરે મનમાં ધરી;
વીતી રાતને ઉગ્યો દન, રાજકુંવરનું હરખ્યું મન;
તે પાહાડ જાહાડ જઇને જોઉં, મારા મનનો સંદેહ ખોઉં.
ખાંડું પોતાનું મુઠીમાં લઇ, ઉતર દશા તરફ ચાલ્યો વહી;
દુરથી પાહાડ દીઠો જેટલે, નીશ્ચે વાત થઇ તેટલે;
એક વાર મરવું સહી, પાછું ડગલું ભરવું નહી.
એવી મનમાં રાખી ધીર, ઊંડાણમાં ઉતરીઓ વીર;
પોતે મનમાં કરેછે વીચાર, હું કયાં આવ્યો આણીઠાર.

દોહરા.

આ જગાપર મને લાવીઆ, લખ્યા લેખ મુજસીસ;
અન જળ મળે નહી, કરતા શ્રી જગદીશ. ૧
જનમ ખોવો ભમતો ગયો, વનવગડાની ગાંય;
કરી હામ બેઠા નહી, ધીક પડયો મુજ કાય. ૨
એ રચના પણ જોતી સહી, અદભુત સરખી વાત;
મેનાની વાત સાચી પડી, ભાગી મનની ભરાંત. ૨
એવું મન ધારી કરી, ને પાસે ગયો તે વીર;
ઘણો પરઘ રૂશીને જોઇ, ચરણે નામું શીશ. ૩
સ્તુતી તાંહાં કીધી ઘણી, તળાંસવા લાગ્યો પાય;
તરણ દીવસે રૂશી જાગીયા, સમાધી ઉતરી ત્યાંય. ૪

આંખ ઉઘાડી જોયું સહી, તાંહાં દીઠો માનવ જન;
તારે રાજકુંવર જઇ ચરણે નમો, સ્તુતી કરી તે દીન. ૫
કરજોડી ઉભો રહયો, તારે બોલ્યા રૂશીરાય;
જાઓ કામ તમારૂં થશે, એમ કહીને મોકલ્યો તાંય.
તે પાહાડપર ચડીઓ સહી, હીમત રાખીને મન;
જોતા જોતાં ચાલીઓ, ધીરજ ધરી રાજન. ૭
દીઠી રચના તે પાહાડની, હીરા જોત અપાર;
ચડો છેક ઉપર લગી, તાંહાં દીઠું તળાવ ને ઝાડ. ૮
નીશાની સાચી મળી, સઘળી તેણે ઠાર;
પાંદડાંને ફળ ખાધાં નહી, ક્ષુધ્યું ન લાગીવાર. ૯
નજીક જઇ પહોંચો તહી, દીઠો નાગ વિકરાળ;
તે જોઇને કુંવર ઘણો, ગભરાયો તેણીવાર. ૧૦
પણ ઝાડ ઉપર ચડો શહી, ફળખાધાં તેણે સાર;
મેનાંના વચન સાચાં મલ્યાં, સંદેહ નહી લગાર. ૧૧
છાલ કહાડી ટોપી કરી, તે ધરી પોતાને સીશ;
પછી લીધી એક જેરૂટીકા, પછે તજો ઠામ તે દીશ. ૧૨

ચોપાઇ.

મન મધે કરો વીચાર, નાગ મણી મુજ પાસે સાર;
કોઇ મળશે તો લેશે સહી, એને રાખું જતને અહી.
ચીરી જાંગ નવ લાગી વાર, તે મધે ઘાલ્યું તે ઠાર;
ઉપર પાંદડું પેલું મુક્યું લઇ, તરત ઘા રૂઝાયો તહી.
પ્રસન થયો પોતાને મન, વળી આગળ ચાલ્યો રાજન;
મોટો ગુણ ટોપીનો સહી, કોઇ દ્રષ્ટીએ દેખે નહી.
નીરભે થયો પોતાને મન, જોતાં જોતાં ચાલ્યો વન;
અમુલખ વસ્તુ આવી મુજ પાસ, તેથી મન થયું ઉલાસ.
પણ લખ્યા લેખ ટળવાના નથી, ભવીશે વાત થાશે સરવથા;
તે કોઇથી ટાલ્યા નવ જાય, એમ મન વીચારે રાય.
પહાડ મુકી ચાલ્યો જેટલે, એક કઉતક વાત થઇ તેટલે
દીઠું એક તળાવ વીશાળ, આરસપહાણની ફરતી પાળ;
ઘણું નીરમળછે તેનું નીર, આશપાશ સોભેછે તીર.
તે મધે મેવા ફળછે અપાર, જોતાં મન તો થાયે ઠાર;
ચાર ઘડી બેઠો રાજન, બેઠો બેઠો વીચારે મન.
ગરદ થઇ છે મારી કાય, વળી જળમાં નહાવું આંય;
એવો મનમાં કરયો વીચાર, લઇ મુકયો સામાન તે ઠાર.
તે મધે પડીઓ જઇ, કુદરતી ખ્યાલ એક તેમાં થઇ;
ડબકી તેણે મારી જેટલે, નર ફાટી નારી થઇ તેટલે.

ધન પરમેશ્વર તારી ગતી, કો પાર ન પામે રતી;
મેં શું કર્યું કરમ કીરતાર, નર ટાળોને કીધો નાર.
અવતાર માહારો મીથ્યા થયો, સરવે મનોરથ મનમાં રહ્યો;
નવ પોહોચી મનની આશ, છેક થઇ બેઠો નીરાશ;
ધીક ધીક મુજ પાપી પ્રાણ, શું બેઠા છે ઘટ માંહે જાણ.
હવે જીવવું તે ધીકાર, નીકળ પાપી આણીવાર;
છેક હીમત હારો રાજન, છાતી કાટતે કરે રૂદન.
એક જખશે સાંભળ્યો સાદ, તે પામ્યો ઘણું ઉલાસ;
તે આવીને શું કરે વિચાર, તે સાંભળવું આણીવાર.

દોહરા

ધરી કરીને આવીઓ, સબદ સુણી તે ઠાર;
રૂપવંત દીઠી તે કામની, શોભા અપરમપાર.
મુખ કમળ સરીખડી, ભમર ભ્રગુટી ધનુશ કમાન;
ઉદર અધુર અતી ઓપતો, વસે તરંગી સમાન.
ઘણી કોમળ તે કામની, ઉર વંસીની જોડ;
ફરે દીઠી કામની, પોરયા જક્ષના કોડ.
પાસે જઇને ઉભો રહ્યો, મુખે બોલ્યો વાણ;
કોણ તણી તું દીકરી, દીસે ચતુર સુજાણ.
આ જંગલમાં એકલી, કેમ કરે રૂદન;
સાચી વાત મુખથી કહો, તજ્યાં સહોદર જન.
ચતુરાઇ મનમાં ધરી, ફેરવી વાત તે ઠાર;
તુજ જોળે તો શીશછે, તારે ગમે તો માર.
ત્યારે જક્ષ ઘણો હરખીઓ, જળ લીધું તે ઠાર.
મંતરી કરી તાંહાં છાંટીયું, ફરી રૂપ થયું તે વાર.

ચોપાઇ.

જળપરવેશ થયો જેટલે, હાથી સ્વરૂપ થયું તેટલે;
નારી હતી તે થઇ નરની કાય, રૂશનાઇ રૂપ થયું અકળાય.
વાંકુ મુખને નાશીકા વીકરાળ, મોટા હાથ જાણે વીકરાળ;
એવી દેહ જળથી થઇ, પ્રભુની માયાનો પારજ નહી.
જળથી કાહાડી નાંખ્યો બાહાર, અપસોસ ધરી બેઠા તે ઠાર;
મોત તો કાંઇ આવ્યું નહી, દેહ કાજળથી કાળો થઇ.
વળી સમુરી રાખી અપાર, નારી ફાટી નર થયો તે ઠાર;
એ ખુશાલી મોટી થઇ, વળો આગળ ચાલ્યો તે વહી.
જોજન એક ગયો જેટલે, નારી એક મળી તેટલે;
રૂપે રંગીલી જાણે રૂશનાઇ, મેથ કરતાં તે શોભે સવાઇ.

દુરગંધ ઉડે છે દુરથી જાણ, મોઢું મો દીશે નીરવાણ;
શીસોળીયા સરખા છે વાળ, એવા દીઠા તે નારીના હવાલ.
જાણે કરતક કાલ શ્વરૂપ, અચરત પામી દેખી ભુપ;
પાસે આવીને ઉભી રહી, મુખ થકી તેણે વાણી કહી.
ઘણા દીવસ થયા સોધુ તને, ચોંતા ઘણેરી થઇ મને;
હેવું કહી પછે બોલી તહી, રાજકુંવર તાંહાં ઉભો સહી.

દુહા.

મન વીચાર કરયો નહી, કેમ ઘેર રહેશે નાર;
પુત્ર મુકયા પરહરી, ને તજી તારૂણી નાર.
તેની દયા આવી નહી, તજી ગયા તે ઠામ;
એમ કરવું ઘટે નહી, ઝાલો જઇને હાથ.
ચાલો ઘેર ઉતાવળા, વેગે કરી મુજ સાથ;
સુણી વચન દુખ પામીઓ, અરે વીધાતરા માત.
ભલીશમાં કયાંથી લખયું, વીપરીત સરખી વાત;
કોના પુત્ર કોની કામની, વળી વળગ્યું મને તંગ.
કઇ પેરે છુટીશ આહાં થકી, બહુ શોક આણે અંગ;
આવી અવસ્થા કરમે લખી, મે શાં શાં કર્યાં પાપ.
દુખનો પાર નથી આવતો, એ મોટો છે સંતાપ;
વળી સબુર મનમાં ધરી, વળી ચાલ્યો તેની સાથ.
નારી ચાલી ત્યાં થકી, આણંદ અંગ ન માય;
મુકામ મહેલે તે લઇ ગઇ, ત્યાં દીઠાં બે ચારેક બાળ.
પોતા કહીને વળગીયા, કરવા લાગ્યાં વહાલ;
વીનતી પ્રીત બહુ કરી, સાન કરી આવી પાસ.
રતુ દાન આપો મને, પોહોચે મનની આશ;
વીચાર ઘણો કરવો પડયો, તે વીનતાનો સંગ.
કબજ પડયો છુટે નહી, નહીતો થાય વીઘન;
ઘણા દીવશ એમ ત્યાં રહ્યા, રાયશંગ બોલી નાર;
જંગલમાં તમો જઇ કરી, કાસ્ટ લાવો આ ઠાર.
એમ કહેતાં મન રીઝીયો, હવે આવ્યો દુખનો પાર;
તે લઇ કુવાડો નીશરો, પરસન થયો તેણીવાર.
જીવ લઇને ચાલ્યો તાંહાં થકી, અઘોર વનની માંય;
પાછું ફરી જોતો નથી, જેમ જવાએ તેમ જાય.
જોજન દશ નાશી ગયો, તાંહાં વળી દીઠો એક બાગ;
તે મધે વળી પરવર્યો, હીમત રાખી તે જાગ.
મધ્ય જગાએ ગયો સહી, દીઠો કુંડ વળી સાર;
સંધો મળમળની પાળ છે, અમરિત સરખું તે ઠાર.

## ચોપાઈ.

તે ઠામે જઈ ઉભો રહ્યો, શોભા જોતાં દીગમુઢ થયો.
વળી કરમે દીધો તેણે હાથ, વીચાર કરવા લાગ્યો મન સાથ.
એક ઠેકાણે આખીજે આ હાલ, તીજુ આ સ્થળછે વળી સાર;
એમ વીચાર કરે તે ઠાર, પછે સમસ્યા શ્રી જુગદાધાર.
તમારી માયા અપરંગપાર, નથી આવતો મારા દુખનો પાર;
સાહ્ય કરો મુજને ભગવાન, એમ કહી વળી આલ્યો ત્યાંય.
નશીબ પોતાનું આગળ કરી, જે કીશમત બનશે તે ખરી;
આ જળમાં પણ નહાવું અહી, કરયું પરમેશ્વરનું થાશે સહી.
એમ વીચાર મનસાથે કરી, પડયો જળમાં વળી હીમત ધરી;
મારી ડુબકી વળી જળનીમાંય, અચરત વાત થઈ એક ત્યાંય.
દેવના સરખી કાયા થઈ, વળી કુંડથી નીકળો તહી;
જળ તજીને નીકળો બાહાર, સ્વચ્છ કાયા દીઠી તે વાર.
જેટીકા ટોપીને પાંદડાં શહી, તે ઠામ વળી દીઠાં તહી;
પ્રસન થયો પોતે ઘણું મન, પ્રભુ મુજને થયા પરસન.
ટળી આપણ સઘળી ખોડ, પોતા મનના સઘળા કોડ;
તૃણને મેરૂ મેરૂનો તૃણ, તારી ગતીછે શરણાશરણ.
રાજકુંવરે મન નીરખે કરયું, જળમાં પાય કદી નવ ધરૂં;
નવ પીવું નવ ધોવું વદન, એવો નીયમ ધરે રાજન.
લીધી વસ્તુ સરવે હેતજ કરી, ટોપી પાછી શીરપર ધરી;
વળી તાંહાંથી આલ્યો રાય, આણંદ તેનો અંગ ન માય.
અઘોર વન ભયાનક તહી, વાઘ વરૂનો પારજ નહી;
અનેક જનાવર બીજાં કહેવાય, તે શરવે મુખ આગળથી જાય.
દ્રસટે જુવે સરવે રાજન, કોઈ ના દેખે રાજાનો તન;
નીરભે થઈને વનમાં જાય, એક પાહાડ દીઠા તે વાર.
તે ઉપર એક મેહેલ છે સહી, તેની શોભાનો પારજ નહી;
ઊંચો મેહેલ નવ ટુંકો વાસ, જાણે શોભા ચંદર પરકાશ.
ચંદ્રથી શોભા અપરમપાર, ચડયો પાડ નવ લાગી વાર;
મેહેલ મધે ચડયો ધશી, જળકે ઠામ જાણે સુરજ શશી.
પશુ પંખી કે માનવ નહી કોય, રાજકુંવરતો અચરત હોય;
સઘળો જોઈ વળ્યા સરવથી, કોઈ ભોગવનારૂં એમાં નથી.
સાતમે માળ ચડ્યો જેટલે, શબદ એક સુણ્યો તેટલે;
જાણે વીનતા કરે રૂદન, તે સાંભળયું પોતે રાજન.

### દોહરા

ધીરજ રાખીને પરવસ્યો, રોયું કોણ આ ઠાર;
જોતાં જોતાં પરવરયો, એક દીઠી નઉતમ નાર.

મણી આકારે રૂપ છે, ઘણું સકોમળ અંગ;
પગમાં બેડી તેહને, કરે રૂદન મન ભંગ.
તેની પાસે જઇ ઉભો રહ્યો, ટોપી ઉતારી શીશ;
વીનતા પ્રતે બોલીઓ, તે વેળા તે દીશ.
કોણ તણી તું દીકરી, કોણ તારો ભરથાર;
કોણ કારણ પડી કેદમાં, તારી શોભાનો નહી પાર.
સકોમળ કાયા તાહરી, કમળ પુસ્પ પ્રમાણ;
કોણ દુશમન તુજને દમે, બોલોને સાચો વાણ.
એવાં વચન સરવણે સુણી, લજ્યા પામી મન;
ઘુંઘટ તાણી તે ઘડી, બોલી મુખથી વચન;
તું જાને તારે મારગે, કાંહાંથી આવ્યો આ ઠામ;
માનવ રૂપ તમો કોણછો, શું છે તમારૂં નામ.
દેવ દાનવ કે માનવી, કે છો જમના દુત;
માનવ રૂપ ધરી આવીઓ, સ્વરૂપ શોભે અદભુત.
કે માતે મરશો તમો, એક ઘડીમાં તજશો પ્રાણ;
માટે જાઓ પાછા ફરી, નીસ્ચે માનો વાણ.
રાજકુંવર મુખ બોલીઓ, તે વેળા તે સાથ;
હું તો કોઇથી ડરતો નથી, નીસ્ચે માનો વાત.
જક્ષ કીનરને ગાંધવી, રાક્ષસ છેદુ શીશ;
એટલી હીમત રાખું અમો, પ્રભુ પરતાપે આ દીશ.
તાહારે ગમ તો તારૂણી, તું કર મારી ગત;
બીજા કોઇથી બીહીતા નથી, નીસ્ચે માનજે સત.
માટે મન મુકીને કહો, તમ તણું જે દુખ;
પરમેસ્વર પરતાપથી, શાતા પમાડીશ સુખ.
ઇશવર આણ એ વતિમાં, તુજ મુજ વચમાં શ્રી રામ:
દુખ ભાગીશ સહુ તાહરૂં, ફેડીશ દુશમનનો કામ.
એવાં વચન શરવણે સુણી, તે વીનતા થઇ રળીઆત;
હકીકત જે પોતા તણી, કેહેવા લાગી વાત
શીરસ નામે જંજીરો સહી, ત્યાં રાજા મજકુર નામ;
ગાંધરવ નામે રાજા સહી, માહારા પીતા તણા તે ભાઇ.
ભતરીજી હું તેહની, એ કાકો મારો થાય;
તેના કુળમાં કલંક એક આવીયું, તે કહું તમને આંય.
પુત્રી તેના પેટની, બંકાવલી તેનું નામ;
અપછરા સરવેમાં શીરોમણી, તેણે કીધું એક કામ.
મરત લોકનો એક માનવી, કોઇ સુઘડ પુરૂશ સુજાણ;
આસક પડી તે ઉપરે, સોંપ્યા તન મન પરાણ.

ઇચ્છા કરીને તે વરી, કરતી ભોગ વીલાસ;
તેની માતાને દ્રષ્ટે પડી, ચડીઓ તેને કાળ.
તે નરને નાંખી દીધો સહી, સમુદ્ર કેરે માંય;
પુતળીને ઘાલી કેદમાં, બેઠી જડારી પાય.
તેની વાત આવી મુજને, હું મળવા ગયો તે ઠાર;
શીખામણ દીધી ઘણી, પણ નવ માન્યું તે નાર
દીવાની તે તાંહાં થઈ ગઈ, નથી સુધ કાંઈ તન;
તે નરનો નેહ લાગી રહ્યો, ભ્રષ્ટ થઈ તે મન.
પેરેપેરે તેને વીનવી, ન માન્યું એક લગાર;
તે નરના વીજોગથી, તેના જશે પરાણ તે ઠાર.
મળી બેઠી સહુને જઈ, પાછી ઉડી આકાશ;
તેવામાં પાપી એક આવીઓ, રાખસ મારી પાસ.
મોહોડી કાયા તેણે કરી, બાંધી મુજને તાંહાંય;
આ ઠામે રાખી મને, બેડી ઘાલી પગ માંય.
કુદરતી તેની ઘણી, સમભોગનું નહિ સુખ;
માહારૂ મન રાજી નથી, એમ વીનતા બોલી મુખ.
પરમેશ્વર લાજ રાખશે, કે કરવી પડશે ઘાત;
તમો માનવી રૂપ કોણ છો, તે વીસતારી કહો વાત.

ચોપાઈ.

હેવાં વીનતાનાં સુણી વચન, દલગીર થયું રાજાનું મન;
બંકાવળીનું સાંભળી દુખ, ઉતરી ગયું તે વેળા મુખ.
આંખે આંસુ આવ્યાં તહી, હકીકત પોતાની કહી;
તે બંકાવળીનો આશક હું, સત કરીને માનજે તું.
મારા કરમે હું નીકળ્યો બહાર, ભમતો ભમતો આવ્યો આ ઠાર;
તેની વાત વીસતારી તમો, તેના દુખથી દુખ પામુ અમો.
જાણે ચામ ઉપર છાંટે ખાર, તેવી ગતી મુજને આ।
લેખ લખ્યા હશે નીરધાર, તો તો પાછી મળશે મુજ નાર.
એવાં તે નરનાં સુણી વચન, પરસન થયું તે વીનતાનું મન;
રૂપ કળા ગુણ હીમત જોઈ, તે વીનતા પણ મનમાં મોહી.
ધન ધન હીમત તારી જાણુ, શું કરૂં પરવશ મુજ પરાણ;
અહીંથી છુટું એકજ વાર, તો તો મેળવું પાછી નાર.
લાચાર થઇ પરવશ હું આજ, તો કયાંથી સરશે તારૂં કાજ;
રાજકુંવર મુખ બોલ્યો વાણ, તારા સતરૂનો લેઉ પરાણ.
તુજને અહીંથી મુકાવું નાર, સતવચન મહારૂ આ ઠાર;
ગઉ બ્રાહમણ સ્ત્રીના વારે ધાઉં, ખરા ક્ષાતરી કુળનો કહેવાઉ.
માટે મરૂ કે મારૂ અહી, તને મુકીને જવાનો નહી;

એમ કહી કર જેષ્ટીકા ધરી, મારી બેડીમાં વેગે કરી.
કટકા થઈ ગયા દશ વીશ, બંધ થકી છુટી તે દીશ;
વીનતા પરસન થઇ તે જાગ, આવારણ લઇને લાગી પાગ.
ધન ધન માનવી અવતાર, તારા પરાક્રમનો નહી પાર;
બંધનથી તો છુટ્યા અહીં, વળી પુંઠ મુકવાનો નહી.
પહાડ સરખી તેની કાય, તે કેમ તમથી જીતી શકાય;
રાજકુંવર બોલ્યો તે સાથ, વીનતા પરત્યે બોલ્યો વાત;
સિંહ જનાવર તે સુજાણ, હાથી તણા તે લેશે પરાણ.
વજરનાં હથીઆર જે સાર, તે પહાડ ફાટી નીશરે બહાર;
નહાના ઉપર નવ જોશો લગાર, પાપીને મારૂ આ ઠાર.
જો હોય આ સમે હથીઆર, તોતો કરૂં તેનો સંહાર;
પરસન વીનતા મનમાં થઇ, આયુધ રાક્ષસનાં દેખાડ્યાં સહી;
તેમાંથી એક તેણે લીધ, થયું કામ આપણું શીધ.

દોહરા.

લીધી તલવાર એક તાંહાં થકી, સાથે અપછરા નાર;
બન્યો જણ સાથે નીસર્યાં, મેહેલ થકી તે બહાર.
કોશ એક ચાલ્યો ત્યાં થકી, એવે શબ્દ થયો એક પહાડ;
જાણે ગરજના મેઘની, કાંપવા લાગ્યું ઝાડ.
પાછું ફરી જોયું તહી, દોડતો જાણે આવ્યો પહાડ;
નારી મન બીતી ઘણું, ધ્રુજવા લાગ્યાં હાડ.
રાજકુંવરશું ઓચરી, શા થાશે હવે હાલ;
પાછળ આવે છે દોડતો, આણથી બેઉનો કાળ.
રાજકુંવરે જોયું પાછું ફરી, દીઠો પાહાડ શરીર;
હીમત રાખી ઉભો રહ્યો, તે વેળા તેણે તીર.
બીજી ટોપી હતી કને, તે મુકી વીનતાને શીશ;
નીરભે થઇ બેસો તમો, એમ બોલ્યો તે દીશ.
તુજને કોઇ દેખે નહી, જુઓ બેશીને નાર;
પરમેશ્વરને ગમતું હશે, તે નીપજશે આ ઠાર.
એમ કહી તે નારને, સનમુખ ધાયો જાય;
પાસે જઇ ઉભો રહ્યો, રાક્ષસ મુખ બોલ્યો ત્યાંય.
અલા કોણ છે તું માનવી, કેમ આવી પોહોતો આ ઠાર;
ખાનું મારૂં તે તોડીયું, નવ બીનો મન લગાર.
સમુદર આગળ જેમ ખાબડું, મેરૂ આગળ પથર જાણ;
મારે મન તેવો સહી, પલકમાં જોઇશ પરાણ.
પણ સ્વરૂપ જોઇ તાહેરૂં, દયા આવેછે મન;
આ જંગલમાં ક્યાંથી આવીઓ, બોલને સત વચન.

મારી મરજાદા લોપા કરી, કેમ ચોરી તેં નાર;
તેતો આપો મુજને, નહીતો ભક્ષ કરૂં આ ઠાર.
ત્યારે રાજકુંવર મુખ બોલીઓ, તારી પાહાડ સરીખી કાય;
તેથી હું ડરતો નથી, નીરચે માનો મનમાંય.
હમો મરતુ લોકના માનવી, ગઉ સ્ત્રીના પ્રતીપાળ;
મરતા લગી આપુ નહી, આણીસ તારો કાળ.
નગુરો લીલી નફ્ટ રહી, નપુશક નર કહેવાય;
મારે મન તું તેવો સહી, તું નિશ્ચે માન મન માંય.
હસ્તી નાસે જેમ સહી થકી, તેમ નાસીશ આણે ઠામ;
કડકે કડકા તારા કરીશ, તું જોઇશ મારૂ નામ.

ચોપાઇ

તારે દઇતને મન ચડીછે રીશ, ગદા એક લીધા તે દીશ;
ફેરવીને મારી જેટલે, રાજાએ ટોપી પેહેરી તેટલે.
ઠામ અગોચર પેઠો જઇ, એમ હાથ બચાવ્યો તહી;
વળી હોશીઆર રાજા થયો, ઉતારી ટોપીને સનમુખ રહ્યો.
ફુલ બરાબર મહારે મન, હસી કરી એમ બોલ્યો વચન;
ત્યારે ગમેતો માર ઊચકી પહાડ, મારે મનતો તરૂણ સાર.
એવાં વચન માનવનાં સુણી, રીશ ચડી રાક્ષસને ઘણી;
સાંગ એક મારી તતકાળ, સુસવાટો કરતી આવી પાસ.
તાહારે ટોપા વળી શીરપરધરી, પેઠા ગફામાં વેગે કરી;
વળી વીચારયું ત્યાંહાં રાય, હીમત રાખી સનમુખ જાય.
વળી મુખથી બોલ્યો તે સાર. બળ હોયતો તારૂં દેખાડ;
પછી જો તું મહારો હાથ, એમ વચન બોલો તે સાથ.
સુણી વચન ચડી ઘણી રીશ, મારયો વરક્ષ એક તેણે દીશ;
તે પણ ચુકવ્યો તતકાળ, ત્યાંથી પંછે દોડો તે બાળ.
પેટ મધે ભરાયો સહી, મારી લાકડી પગમાં જઇ;
ભાગી ગયા તેના બે પાગ, જુદા થઇને રહ્યા તે જાગ.
પરથવી ઉપર પડો ગતી ભંગ, રાજકુંવર બોલો તેની સંગ;
જેમ લાકડીએ ભાગ્યા પાય, તેવું શીશ છેદાશ આંય.
જીવતો આજમુકવાનો નથી, એ વાત જાણો સરવથી;
મહા પાપી તું કહીએ આજ, પર સ્ત્રી સાથે શું છે કાજ.
રાજકુંવરનાં સુણી વચન, કરોધ ચડયો રાક્ષસને મન;
મુખ થકી કરયો પોકાર, રાખશી માયા થઇ તે ઠાર.
સહસ્ત્ર રાક્ષસ નીકળીયા સહી, કાળ સરીખા દીઠા તહી;
કોઇની હાથીની સરખી સુંઢ, કોઇની કાયા મોટી પરચંડ.
કોઇ ખર મુખા કહેવાય, કોઇ રૂંડમુંડ ઉભા થાય;

કોઈની નાશીકા મોટી વીકરાળ, કોઈનાં નાક જાણે વાંસની નાળ.
કોઈના દંતા હાથી જેવા સહી, વીકરાળ વદન દીસે છે તહી;
કેટલાએક દીસે છે પાહાડ, પાડે બરાડા કકડાવે હાડ;
આવી માયા રાક્ષસે કરી, રાજકુંવરે ત્યાં હીમત ધરી.

દોહરા.

કહાડી તરવારને દોડીઓ, કોઈ નવ દેખે કાય;
મારે હાથ જે ઉપરે, તે કડકે કડકા થાય.
માયા સહુ પ્રાજે કરી, એ પાપીનું છેદયું શીશ.
ભામીનો ભાર ઉતારીઓ, તે વેળા તે દીસ;
રાજકુંવર ત્યાંથી ગયો, મુરછા આવી તે કાય;
અવની ઉપર જઈ પડયો, રૂપે ભરયા આવી ત્યાંય.
દીઠાં પ્રાકરમ તેહનાં, તે મનથી પામી સુખ;
શીર લીધું ખોળા ઉપરે, નીહાળવા લાગી મુખ.
ઉરપરથી છેડો કહાડીઓ, ઢોળવા લાગી વાય;
હાથ ફેરંચો શીર ઉપરે, અમરત દ્રષ્ટી કરિ તાંય.
તરત બેઠો રાજા થયો, વીનતા લાગી પાગ;
કરજોડી કરિ વીનતી, તે વેળા તે જાગ.
જીવતદાન આપ્યું મુને; રાખી મારિ લાજ.
પાપીને પ્રાજે કરિ, સરિયું મારૂ કાજ;
મારિ ઓલનાં કરાવું બેસાડાં, રહુ તુજ ચરણ મોઝાર.
તોએ ઓસીગળ થાઉં નહી, એમ વિનતી કરે અપાર.
મુજથી જે બની આવશે, તે કરિશ તમારૂ કાજ;
બંકાવળીને મેળવું, ચાલો મુજ સંગે આજ.
એવાં વચન વીનતાએ કહ્યાં, વળી જોડ્યા બે હાથ;
વચન પરમાણે મારૂં કરો, ચાલો મારી સાથ.
એમ વીનતી નારીએ કરી, ત્યારે માનુ તેનું મન;
મારગ ત્યાંથી ચાલીઆ, હરખ ધરી રાજન.
મુકામે તે પોહચ્યા જઈ, ગઈ તે પુરમાં નાર;
દુખીઆ લોક દીઠા સઉ, રૂદન કરે છે અપાર.
માત પીતા કલપાત કરે, સોધ કરે ચોપાસ;
ખોળવા કારણ પરવરયા, એક સહસ્ર પોતાના દાસ
કોણે હરી માહારી દીકરી, સોધીને લાવો બાળ;
શું મુખ લેઇને અમો રહું, આણીશ હું મારો કાળ.
એમ કલપાંત તાંહાં થઇ રહ્યું, એવામાં ગઈ તે નાર;
સાથે દીઠો માનવી, તેની શોભા અપરમપાર.
માત પીતા બહું હરખીયાં, જાણે અંધને આવ્યાં લોચન;

રૂદીઆશું દાખી કરી, કયાં ગઈતી મુજ તન.

ચોપાઈ.

પ્રસન થયું પોતાનું મન, મુખ થકી બોલી વચન;
કોણ હરી ગયુંતું તને પુત્રી સાચું કેની મને.
તુજ વીજોગે તજતી પ્રાણ, માત પીતા બોલ્યાં મુખ વાણ;
પુત્રી કહે સુણો માત તાત, તમ આગળ કહું સાચી વાત.
બંકાવળીને હું મળવા ગઈ, એક દીવસ હું પાસે રહી;
મળી બેઠીને પાછી ફરી, ઘણો હરખ મનમાંહે ધરી.
ઉઠીને મારગે ચાલી જેટલે, રાખસ એક આવ્યો તેટલે;
મુજને ઝાલી લીધી તેણી વાર, લઈ ગયો પોતાને ઠાર.
બેડી પહેરાવી મારે પાય, નાખી કાળાગ્રહ મોઝાર;
રાત દીવસ હુંતો કરૂં રૂદન, દયા ન આવે પાપીને મન.
આ માનવી આવ્યો તે ઠાર, એના પરાક્રમતણો નહી પાર.
રૂદન કરતી દીઠી જાણ, આવી કરી મુખ બોલો વાણ;
ભગની કરીને બોલ્યો મુખ, કોણે દીધું છે આવું દુખ.
મને આપીયું જીવતદાન, ગણી પોતાની ભગની સમાન.
એના ગુણનો પારજ નહી, ઘણી વાત શું કરીએ અહી;
જો ન માને મારી વાત, તો તજવીજ કરો માતતાત;
ઊતર દીશા તરફ એક પહાડ, સો જોજન અહીયાંથી સાર.
તીહાં રાક્ષસ પડ્યાછે મરણ, શહસ્ત્ર એક પડ્યાછે ધરણ;
તે સરવેને મરચા ત્યાંય, એની તેડી આવી આંય.
એવાંપુત્રીનાં સુણી વચન, સરવે સભા થઈ પ્રસન;
રાજકુંવરને દીધું માન, મુકયાં આગળ ફોફળ પાન,
દીવ વસતરને શણગાર, આગતા સ્વાગતા કીધી અપાર.
મુજ પુત્રીને લાવ્યા તમો, શું ઓશીંગળ થઈશું અમો;
અમારા ભાગ્યનો નહી પાર, કયાંથી માણસ આણે ઠાર,
બે અવછરા આપી દાસ, રેહેવા કારણ તેહેની પાસ.
પુત્રીને કહે તારો બાગ, તાંહાં રેહેવાને આપો જાગ.
તુજથી થાય તે કર ચાકરી, જીવતદાન આપ્યું દીકરી;
આગતા સ્વાગતા એની કરો, ગમેતો એની સાથે પરવરો;

દુહા.

જોવો બાગ ગુલબંકાવલી, તેથી સવાયું કામ;
અદ્દકુ ઓછું એમાં નથી, અચરત પામીયો તે ઠામ.
સાંભરયુ સુખ પોતા તણું, જુરવા લાગ્યો મન;
ઠરી ઠામ તેમાં રહયો, ધીર મન કરી રાજન.
અવછરા બે સુખ આમળે, સેવા કરે દીન રાત;

વીજોગની વેદનાએ કરી, જુરેછે મનની સાથ.
રૂવેબચ્યા આવી કરી, દીવસમાં બે વાર;
અમ્રતભોજન મુખ આગળ ધરી, ધોરજ આપે તે ઠાર;
સ્વરગપુરીમાં કાગળ લખ્યો વીતી સઘળી વાત.
પુત્રી આવી ઘેર આપણે, ચંતા ન કરશો ભ્રાત.
રાક્ષસ એક તહાં લઇ ગયો, તેની કાહાડી ભાળ;
એ રીતે લખી આપીયો, કાસદને તતકાળ.
તે કાગળ લઇને ચાલીઓ, વાયુ રૂપને શી વાંર;
ત્યાં જઇને ઊભો રહયો, સભા મધે નીરધાર.
કાગળ આપ્યો કર વીશે, વાંચ્યો તેણી વાર;
વાંચીને ખુશી થયો, હરખ્યો મનમાં સાર.
રાણીને કહ્યું જઇ, તે પણ થઇ રળીઆત;
મળવાને જાવું સહી, એમ બોલી મુખથી વાત.
રજા લીધી રાજા તણી, મળવા કારણ જાય;
બંકાવળિએ વાત સાંભળી, ત્યાં મળવા આવી મા
હું પણ સાથ આવું તાંહાં, મળવા રૂવેબચ્યાની પાસ;
ઉદાશી ભાગે માહારી, થાએ જીવ ઉદાશ.
વચન સુણી કુંવરી તણાં, હરખી પોતે મન;
બેડી તોગ બનાવીઓ, કાહાડી પુત્રિ તે દન.
ગગન મારગે બેઊ ચાલીયાં, દાશી સાથે દસવીસ;
જંજીરા ઉપર જઇ ઠરી, પોહોર બે ચડતે દીશ.
ખબર થઇ તે પુર વિષે, સામી ગઇ રૂવેબચ્યા કુમાર.
કાઇને ચરણે નમી, બંકાવલી દીઠી તે વાર;

ચોપાઇ

મળી બેઠીને આવી વાસ, સહોદર સહુ બેઠાં પાસ;
પુત્રીને પુછ્યા સમાચાર, સંક્ષેપે કહો વિસ્તાર.
બંકાવલીને રૂવે બચ્યાં નાર, પાસે બંને બેઠી સાર;
કાનમધે એક વાતજ કહી, ત્યારે મારે દોસતી થવાનીઆંઇ
વિજોગ છે તે સંજોગ થશે, દુખ દારીદર તારાં જશે;
કાન મધે એક વાતજ કહી, બંકાવલીએ ચિતમાં નવ લહી.
પ્રતીઉતર કાંઇ આપ્યો નહી, મુન થઇને બેઠી તહીં;
હઇડે દુખને મોહોડે હશે, મન મધે ઊદાશી વસે;
આગતા સ્વાગતા કરી અપાર, એક દીવસ રહયા તે ઠાર;
બીજે દીવશે માગી રજાએ, રૂવે બચ્યા બોલી તે ઠાર.
બંકાવલીને મુકી જાઓ, અમો બંનો બેન રમીશું આંય;
એના મનની ઊદાશી જશે, મારૂં મન પણ શીતળ થશે.

મારે રેહેવાદોને અહી, એવી મુખથી વાણી કહી.
સાત દીવસની આપી રજાય, મુકીને ગઈ તેની માય;
બન્યોના મનની પોતી રળી, રમે જમે એક સાથે મળી;
રમવા કારણ નીસર્યાં બહાર, હાશ વિનોદ કરે અપાર.
એક સમે બેઉ બેઠાં એકાંત, બાગવા કારણ મનની બરાંત;
સાંભળ બેની ચતુર સુજાણ, રૂપે બચ્યાં મુખથી બોલીવાણ.
એક વાતનો સંદેહ મુને, તે પુછું હું મુખથી તુને;
રીસ નવ કરો તો હું કહું. નહીતો મનમાં સમજી રહું;
બંકાવલી કહે નવ કરૂ રીસ, શું સંદેહ કહો આ દીશ.
કેવો હતો નર કોની નાર, એટલું પુછવું છે આ ઠાર;
પુરૂશ તણું તે કેવું મુખ, વીસતારીને કહો તે મુખ.
એ વાતની ખબર છે તુને, વીસતારીને કહોને મુને.
બંકાવલીને ચઢી છે રીસ, ક્રોધ કરી બોલી તે દીસ;
તેં શું મુજને લંપટ ગણી, તેં મુખથી એવી વાણી ભણી.
નર તણી શી કરવી વાત, નથી પરાણાવી આપણે તાત.
રાક્ષસને ઘેર જઈને તું રહી, ભરષ્ટ થઈ તારી બુદ્ધી ગઈ;
એમ રીસ કરી વાણી ઓચરી, ત્યારે રૂપેબચ્યા બોલી સુંદરી;
સેહેજે વાત પુછુછું અમો, રિસ શાને કરોછો તમો.

## દોહરા.

એમ કહીને કુશી પડી, ફેરવી નાંખી વાત;
મનનો પાર આપ્યો નહી, વીચારયું મન સાથ.
તે વાત તો ઉડાવી તહી, વીનોદ કરે અપાર;
રજની વીતી રંગમાં, ઊદે થયો પ્રાતસકાળ.
દંત ધોવન કરવાને કારણે, બેઠા બાગને માંહે;
પુસ્પ વીમળ ખીલી રહ્યા, ફરવા નીકલ્યાં તાંહે.
રમતાં રમતાં આવીયાં, જ્યાં બેઠા રાજકુંમાર;
ત્યાં શોભા છે અતી ઘણી, લઈ આવી તે ઠાર;
પંખી નાહાના પ્રકારનાં, મેનાં પોપટ સાર;
તુતી લોહા લોહની, બુલબુલ બોલે ચીકાર;
શબ્દ નાહાના પ્રકારના, બોલે મધુરી વાણ,
રાજકુંવર ભણાવે તે સમે, કોકીલા શબ્દ પ્રમાણ.
મધુરી વાણીએ ભણાવતો, સાંભલ્યો સામાએ સાદ;
અલોકીક વાણી સાંભળી, પામી મન હુલાસ.
રૂપે બચ્યાં મન ઓચરી, એક જનાવર ગુણ ભંડાર;
તેની શોભાનો પારજ નથી, બોલી તેને ઠાર.
બંકાવલી બુજી ઘણું, આપણથી શબ્દ વીશાળ.

જોવાને તે જનાવરને, લાગ્યો મનમાં ખ્યાલ;
એવાં વચન સુણી કરી, લઇ ચાલી તે ઠાર.
રુપે તો મનનો માન્યો તણી, બત્રીશે ગુણ ભંડાર.
રાજકુંવરે ઓળખી, બંકાવળીએ ઓળખ્યો રાય.
મોહબાણ વાગ્યાં ઘણાં, ઢળી અવની માંય.
ચાર ઘડીએ સાતા થઇ, ઊઠ્યાં બેઉ જણ ત્યાંય;
ફરી મુખ જોયું તણી, આણંદ અંગ ન માય.
ખુસાલી વાધી અતી ઘણી, મળીયા બન્યો સાથ,
ચુંબન દેઇ કરી ચાંપી રુદે, ભીડી ભુજની બાથ;
હરખનાં આંસુ આવીયાં, ગયું નરનારીનું દુખ;
રુપવેચા તે જોઇ કરી, બોલી પોતાને મુખ.

ચોપઇ.

રુપવેચા મુખ બોલી વાણ, સુણ બંકાવલી ચતુર સુજાણ;
તેં તો કુળને લગાડી લાજ, આ નર સાથે શું તારે કાજ.
કોટે વળગીને બેઠી પાસ, કરો બંન્યો હાસ વીલાસ;
આતો તુને ઘટતુ નથી, સત્ય માનજે મનમાં કથી.
સેજ વાત પુછી તે દીશ, તે ઊપર તુજને ચડીતી રીસ;
આ ઠામે કેમ તું ભ્રષ્ટ થઇ, ચાતુરી સઘળી તારી ગઇ.
નીચું જોઇને લજા કરી, મુખ થકી વાણી ઓચરી;
એ મન ભાવતો મારો પતી. સત કરી માનજે વીનતી.
પરમેશ્વરે મેળવ્યો આજ, હોલવાઇ મારા તનની દાઝ;
તેં મેળવીયો મારો નાથ, સરમ આબરૂ તાહારે હાથ.
ત્યારે રુપવેચાનું રીઝ્યુ મન, માંડી વાત વીગતની તે દીન;
એ નરની પણ હુંછું દાસ, પ્રીત કરી રાખ્યો મેં પાસ.
જીવતદાન આપ્યું જે મુને, તે સરવે માંડી કહું તને;
દ્રષ્ટાંતની વાત વીસ્તારી કહી, તે સુણતામાં અચરત થઇ.
ભાઇ બેહેનની પરઠી પેર તેડી લાવી હું મારે ઘેર;
તાહારા પ્રશ્નથી ભમીઓ વન, તે સરવે કહ્યું રાજન.
વચન બોલી હું મારે મુખ, હું ભાગીશ તાહારૂં દુખ;
તે વચન પાળવું આ ઠાર, મેળવીયાં બેહુ નરને નાર.
આમ કહીને બેઠી પાસ, કરે વીનોદ આણી હુલાસ;
એમ કરતાં તે રજની થઇ, બન્યો બેહેન ઉઠીને ગઇ
પાછી ફરીને લાવી મુકામ, બંકાવલી બોલી તે ઠામ;
ગયું રતન આવ્યું છે હાથ, કહો પેર લઇ જાશે સાથ.
વળી કદાપી થાશે વીઘન, તો તો નીશ્ચે પડશે તન;
એ નર પાખી દેહ નવ ધરૂં, આપઘાત કરીને મરૂં.

એમ કહીને રોઈ તે નાર, રૂપે બચ્યાં બોલી તે ઠાર;
હીમત રાખીને મનમાં રેહે તું, એ નરને પરણાવીશ હું.
એમ કહીને આપીયું વચન, ત્યારે ધીરજ આવી મન;
ખાનપાંન કીધાં અપાર, વીતી રજની તેણી વાર.
દંતધાવન અશનાનજ કરી, રાજકુંવર પાસે પરવરી;
ખાનપાન રંગને રાગ, ત્રણ જણાં બેઠાં સંઘાથ;

દોહરા.

સાત દીવશ એમ વહી ગયાં, અવધ પુરી થઈ જાણ;
રૂપેબચ્યાં મુખ ઓચરી, બંકાવલી પ્રત્યે વાણ.
સ્વરગપુરમાં જાઓ તમો, મળો જઇ માતને તાત;
કદાપી કોઇ આવશે, તો વીપરીત થાશે વાત.
હીમત રાખી રેહેજો તહીં, જાણોછે મુજ પાસ;
થોડા દીવશે પોહોચાડશું, તારા મનની આશ.
ચાકરી કરીશું એહની, થઈ રેહેવાની દાસ;
જે જોઇએ તે હાજર કરી, હરનીશ રેહેવાની પાસ.
એમની ચીંતા કરતી રખે, માહારો એ પરમેશ્વર જાણ;
પછી મોહોબતની પ્રિતશું, નીશ્ચે માનજે વાણ.
બરાંત તાત સરખા સહી, મારે મન એ આજ;
જીવતદાન આપ્યું મુને, તેથી કરવાની કાજ.
જો ન પરણાવુ રાયને, તો ઇશ્વર કેરી આણ;
સત વચન છે માહારૂં, તે તું નિશ્ચે જાણ.
એવા વચન શરવણે સુણ્યાં, ત્યારે આવ્યો વીસવાસ;
ઊઠી કરીને પરવરી, માતા પીતાની પાસ.
દ્રસ્ટે દીઠી દીકરી, હરખુ દીઠું મુખ;
પ્રસન થઇ મનડાં વીશે, સમીયાં સઘળાં દુખ.
હાશ વીનોદ કરે તહાં, તેની માતા થઇ રળીયાત;
રાજકુંવર મન દુખ ધરે, તે વીસતારી કહુ વાત.
બંકાવલી ગઈ તાંહાં થકી, પાછો થયો ઉદાશ;
રાત દીવશ ઝુરે પ્રાણું, બેઠા થઇ નીરાશ.
આંખે આંસુ ધારા પડે, કર દઇ બેઠા કપાળ;
રૂપે બચ્યાં આવી તહીં, તે વેળા તે કાળ.
અમરત વસ્તુ આગળ ધરી દુખે ઉતારીયું મુખ;
જાણે રાહુએ ઘેહેરો ચંદરમા, તે જોઇને પામી દુખ.
હું તને નીરખે નથી દુભતી, જીવથી વલભ જાણ;
કેમ દલગીર થઇ બેઠા તમો, ભાઇ સાચો બોલો વાણ.
એવાં વચન સુણી નારનાં, બોલ્યો ચતુર સુજાણ;

મોહોટું દુખ વીજોગનું, જશે અમારા પ્રાણ.

ચોપાઇ.

એવાં વચન રાજાનાં સુણી, રૂપે બચાંએ વાણી ભણી;
ફરો ફરો તમો આવો કહી, મારાથી ચાકરી થઇ નહી.
સેવા ચાકરી તમારી કરૂ, જીવ્યું સફળ તે માહારૂં કરૂ;
માટે તમો રહો એક માસ, પોહોચાડીશ તમ કેરી આશ.
હીમત મુકે કાંઇ શીધ્ધ નથી, ચતુરજી વીચારો સરવથી;
માટે થીર રાખોની મન, વીનતા હશી બોલી વચન.
એ મારૂ વચન મીથ્યા નવ જાય, બંકાવલી પરણાવીશ આંય;
જીવ ગએ ના મુકુ નામ, કરૂ સરવથા તમારૂ કામ.
એમ કહીને આપીયું વચન, રાજકુંવરે પાછું વાળયું મન;
હાથ વિનોદપર ચીત કરી, રૂપે બચાં ત્યાંથી પાછી ફરી.
જઇ પોહોચિ માતાની પાસ, નમિ કરિને બેઠી પાસ;
જાણે વાદળમાં ઉગ્યો સુર, ઉતરિ ગયું વીનતાનું નુર.
કમળ પુસ્પ કરમાયું જેમ, પુત્રિ મુખ શોભે તેમ;
શું દુખ છેરે દીકરિ તને, સાચિ વાત કહોને મને.
માતાજી કેહેતાં આવેછે લાજ, કહ્યા વીના નવ સરે કાજ;
રિસ નવ કરશો મારિ માત, તોતો કહું માંડીને વાત.
એમ કહીને ભીડી બાથ, ત્યારે માતા બોલી પુત્રિની સાથ;
વાંક ગુનો મેં બક્ષ્યો તુને, સાચિ વાત કહોને મુને.
ત્યારે રૂપેબચાં બોલી વાણ, સાંભળ માતા ચતુર સુજાણ;
ધરમ તણો તે મુજ ભરતાર, જેણે જીવતદાન આપું માત.
રાજવંશ રઢિઆળુ રૂપ, શીરકસ્તાન તણો છે ભુપ;
માહાં બળાચોછે ચતુર સુજાણ, એન કહી બોલેછે વાણ.
બંકાવલીનો આશક એહ, તેના વીજોગથી તજેછે દેહ
પુછી કરી મેં લીધો પાર, તમ આગળ સાચું કહું આવાર.
મુજને જીવાડી એણે માત, નહીતો રાક્ષસ કરતે ઘાત;
તે ઉપગારી પામે દુખ, ધીકાર પડયો માહારૂં સુખ.
ગુણ ઓશીંગણ થાઉ જાણ, તોતો જીવવું મારૂ પ્રમાણ;
દીન વચનથી વાણી કહી, માતા મનમાં સમજીને રહી.

દોહરા.

પુત્રી ત્યાં બોલી રહી, પછે બોલી તેની માત;
પુત્રિ તેં જે કહી મુને, તે વીપ્રિત સરખી વાત.
એ કામ કઇ પેરે થશે, આપણ અપછરા અવતાર;
ઇંદ્રાસન જાવાની ગતી, દેવ વશે છે તે ઠાર.

માનવ સાથે સંબંધ નહી, દ્રસ્ટે નવ જોવું વદન;
અડકેથી અભડાઈએ, તું વીચારી જોને મન.
તે પરાસતિઅનું પુતળુ આપણુ અગનીની કાય;
તેજ તણા અંબારથી, બળિને પ્રલે થાય.
અવળિ ગંગા કહીપેરે વહે, પછમ ઉગે કેમ ભાણ;
નેવનાં પાણી કેમ મોભે ચડે પુત્રિ ચતુર સુજાણ.
આળસુને ગંગા કઇ પેરે મળે, શીંહ કેમ મળે શીઆળ;
સારદુલને કેમ મળે શ્વાન, વીચારી જો તતકાળ.
કોટી ઉપાય એ નર કરે, પણ નવ પામે મનની આશ;
પણ જીવત દાન તુને આપિઉ, તે કેમ કરીએ નીરાશ.
ઉપગાર તો એણે કીધો ઘણો, મુકાવી તુજને તન;
તે પાપિને પ્રાજે કર્યો, ગુણ કેમ ભુલું મન.
માટે પુત્રિ માહરી, કરીશ એનું કામ;
ચંતા તજ તું દીકરી હું કહું તે કર એક કામ.
છબી ઉતારી એ નર તણી, તું લાવની મારી પાસ;
તે લઇ જાઉ સરગ પુર વીષે, પિરોશાની પાસ.
રાજા રાણીને રીઝવું, વીચાર કરીશ તે જાગ;
મારૂ ચાલશે તે જઈ કરીશ, પછી તો એનું ભાગ્ય
એવાં વચન સુણી માતનાં, પુત્રી થઈ પ્રસન;
ત્યાંથી પાછી ફરિ ગઇ, જ્યાં છે તે રાજન.
કાસદ પોતે કાહાડીયો, લખીયો પત્ર ભુપ;
નખયા તે શીખા લગી, શોભે દેવ સ્વરૂપ.
દેવ વસ્ત્ર શોભી રહી, આભુશણનો નહી પાર;
જાણે ઇંદ્ર સભાનો રાજીઓ, તેથી શોભા અપરમપાર.
રૂપે બચા લાવી સહી, માતા કેરિ પાસ;
જોઈ છબી તે નર તણી, શોભા સુરજ પ્રકાસ.

## ચોપાઈ.

દીઠી છબીને હરખ્યું મન, ઉઠી તે વળા તે દીન;
ઉડી કરિને ચાલી તહી, સ્વરગપુરમાં વેગે ગઈ.
રાજા રાણીએ જાણી વાત, મળિ ભેટી થઇ રલીઆત;
ઇછા મળવા કેરો થઇ, તે કારણે હું આવી અઈ.
ભલે પધાર્યાં આણે ઠાર, વીનોદે વાત કરિ અપાર;
દેરાણી જેઠાણી બેઠી પાસ, કરે વાત આણી ઉલાસ.
ફોશનઆશ બોલી ત્યાંહાં વાણ, સાંભળ વીનતા ચતુર સુજાણ;
તે વીનતા બોલી તે દીન, સાંભળ સઇયર મારી બેહેન.
તમે કહી તે સાચી વાત, કુંવરીએ માંડ્યો ઉતપાત;

કુળને લગાડવા બેઠી લાજ, તમ આગળ કહું સાચી વાત.
કહે છે તે માનવીને વરૂ, નહીતો હું કુંવારી મરૂં;
ગાંધરવ સાથે પરણતી નથી, સમખાઈ બેઠી સરવથી.
રમવા કારણ ગઈતી બહાર, કોઈ માનવી નરખી આવી તે ઠાર;
તે દેખીને હરખી મન, એ વર વરવાનું તેનું મન.
તેવી હઠ લઈને રહી, કુળ બોળવાને બેઠી અહી;
બોળવા બેઠી બાપનું નામ, તમ આગળ કહુંછું આ ઠામ.
એવાં વચન વીનતા[illegible]ં સુણી, હોંસનાએ એમ વાણી ભણી;
તમે કહ્યું તે ઉપર દ્રસ્ટાંત, ભાગુ તમારા મનની ભરાંત.

## દોહરા.

દયા ધરમને વળી ચાતુરી, ગુણ લક્ષણને રુપ;
ઉમેદવાન સઉથી ઘણી, સઘળી વાતનું સુખ.
હોશીઆર સઘળી વાતમાં, કશી વાતે દલગીર નહી મન;
પરગજુ પરમારથી, કરે વળી દાનને પુન.
ભગતી ઘણી ભગવાનની, હરી કથા ઘેર ઘેર થાય;
અસતથી અળગાં રહે, અધરમ મારગ ઊપર નવ જાય.
ખાન પાન ભલી ભાતના, ઘેર ઘેરછે ઓછવ રંગ;
સત ધરમ પાળે સહી, આણંદ સહુને અંગ.
રૂપવંતા પુરૂશ ઘણા, શું કરૂં મુખે વખાણ;
જોતાં આંખ ઠરે આપણી, વાગે મોહનાં બાણ.
વળી પરસ્વારથ પાળે ઘણા, ભગત આધીન ભગવાન;
કૃપા દ્રસ્ટી સહુ ઊપર સહી, અકલ ચતુર સુજાણ.
વળી અંતરજામી રામજી, તેનેછે સરવે સમાન;
અવર પુરૂશ સત્ય તજો, સમ ખાઈને બેઠી જાણ.
કદાપી કોઈ નર પરણાવશો, તો તજશે પોતાનું તન;
બાળ હત્યા શીર બેસસે, વળી જાશે પેટની તન.
એક હાની બીજી હાસી થશે, વીચારી જુઓને મન;
એવાં વચન શરવણે સુણી, વીનતા થઈ પરસન.
તમો કહોને કીજીએ, સાચું માનો આંય;
તારે પટ પેલો આગળ ધર્યો, એ શીરકસતાનનો રાય.
છબી તે નર તણી, સોભા અપરમપર;
આપણા કરતાં નાજુક એ સહી, કાશીદા મધે સાર.
તે નર કદાપી અહી આવશે, તો સઘળું થાશે કામ;
જોઈ છબી તે નર તણી, પરશન થઈ તે ઠામ.
હોશનાઅસ પ્રત્યે કહી, તે વીનતાએ વાત;
એ નર કેઈ પેરે આવશે, કેમ થાશે રળીઆત

માન્યું મન માનવ ઉપર, હું પરણાવું આ ઠામ;
પોંગળાને પાણી થઈ, કબુલ કરૂં તે કામ.
હોશનાબસ બોલી તહી, તે વેળા તે સાથ;
તેની વાત હું તમને કહું, તે સાંભળોને આ વાત.

ચોપાઇ

એ નરને શોધી લાવશું અમો, એની ચંતા નવ કરશો તમો;
ગીરકસ્તાનમાં એનો છે મુકામ, માણસ મોકલીશ તેણે ઠામ.
મારે ઘેર તેડાવીશ રાય, નીશ્ચે માનજો મારિ માય;
ધોળ મંગળ ગવરાવો ગીત, હરખ આણીને પુરી પ્રિત.
સામાન કરાવો તઈયાર, મંડપ રચાવો અપરમપાર;
સાતમે દીવશે લઈ આવું જાન, દેવતાઈ હોશે રાજન.
લાબેણો લાવો લીજીએ, કન્યાદાન કોડે દીજીએ;
માટે સામાન કરો તઈયાર, હું તો જાઉશું મારે દવાર.
રજા માગીને ઉભી થઈ, સાતમે દીવશે જાન લાવીશું અહી;
હોસબ્બારગઈ આણી હુલાસ, તે રાણી ગઇ રાજાની પાસ.
સઘળી વાત વીસતારી કહી, હોસનાબાર પોતાને ઘેર ગઈ;
આ પટ આપીગઇ વીસાલ, કહુ એ વરને પરણાવો બાળ.
નીચ ઊચ પરમેશ્વરને કોઇ નથી, સરવે સમાન શ્રષ્ટી સરવથી;
કુંવરી કેરૂ ભાજે દુખ, નીત નીસાસો નાંખે મુખ.
માટે કુંવરી પરણાવો સહી, માહારૂં મનતો રાજી ગહી;
કન્યાદાન કોડે દીજીએ, લાબેણા લાવો લીજીએ.
એમ રાણી મુખ બોલી વાણ, છબી આપિ કરમાં તે જાણ;
સાત દીવસમાં આવું લઈ, માટે સામાન કરોને સહી.
દેવતાઇ રૂપ દીસે છે દેહ, દેખી છબીને ઊપનો સ્નેહ;
તન મનથી થયા ખુશીઆત, રાણી પ્રત્યે બોલ્યા વાત.
એ ઉપર રાજી સહુ તમો, તોને પરણાવી આપું અમો;
પુત્રી મન થાશે રજિઆત, તો ત્યાં કરૂં વીવાની વાત.
એમ કહી તેડાવી દાસ, લઈ જાઓ બંકાવલીની પાસ;
એ છબી દેખાડ જઈ તું, રાજી થાય તો પરણાવું હું.
મોહોચાડું તારા મનની રલી, એમ કહી દાસી મોકલી;
આવી તે બંકાવલીની પાસ, આપી છબી પામી હુલાસ.
દીઠા મનમાનતો હરખ્યું મન, ધન ઘડી તે આજનો દીન;
રૂદીઆ સાથે દાબી કરી, સખી પ્રત્યે વાણી ઓચરી.
આજતો ભળાયું માહારૂં ભાગ્ય, આશક મળીયો આણી જાગ;
તુજને કાંઇ અજાણ્યું નથી, તે નર જોવાની ઇછા સરવથી.
કોણે છબી આપિ છે તુને સાચિ વારતા કોની મુને;

એવાં વચન બંકાવલીનાં સુણી, સમેદ પરીએ વાણી ભણી..

દુહા.

સમેદ પરી ઓચરી, બેહેન પોહોતી મનની આશ;
તુજ પિતાએ છબી મોકલી, પ્રીતે તમારી પાસ.
એને પરણાવું હેતથી, જો માને કુંવરીનું મન;
સભા વીષે એમ બોલીઆ, રાજા મુખે વચન.
મનનો માન્યો મળયો તને, પોહોત્યા મનના કોડ;
વીજોગના સંજોગ થશે, બનશે જુગતે જોડ.
પ્રસન થઇ તે પ્રેમદા, એ રૂપે બચાનું કામ;
તે તણી કીરપા થકી, પોતી મનની હામ.
એમ વીચારયું મન વીષે, આણંદ ફુલ્યા અંગ;
હશી વચન મુખ ઓચરી, સાહેલી કેરે સંગ.
પ્રતીઉતર ત્યાં કાહાવીઓ, તમે પિતા હું તન;
તમને ગમા તે મુજને ગમા, હરખ્યું માહારૂ મન.
એક ગાય બીજી દીકરિ, જ્યાં આપે તાંહાં જાય;
લખ્યા લેખ કરમે સહી, તે મીથ્યા નવ થાય.
મારૂં મન રાજી સહી, તમે ધારી જે વાત;
એ રીતે તાંહાં કહાવીયું, દાશી સાથે વાત.
શમેદરૂએ જઈ કહું, તમ પુત્રોનું રીઝયું મન;
એ નરને પરણાવો મને, એમ બોલી મુખ વચન.
ત્યારે રાજન રીજીઓ, ખુશાલી વાધી ઘેર ઘેર;
મંડપ રચાવો મોકળો. સામાન કરો બહુ પેર.
હોસનાર ત્યાંથી ગઈ, પોતાના ઘર મોજાર;
સમજાવ્યો પોતાના સ્વામીને, ચતુરાઇ થકી તે ઠાર.
શીરકસ્તાનનો રાજીઓ, આવ્યો છે આપણે ગામ;
જીવતદાન આપીયું પુત્રોને, રાક્ષસનો ફેડયો ઠામ.
તેના ગુણનો પારજ નથી, શું ઓશીંગલ થાશે રાય;
એક ગુણ આપણ કીજીએ, તો જશવાધે પુર માંહે.
બંકાવળો આવી અહી, તેણે દીઠું રાયનું મુખ;
આશંક પડી તે ઉપરે, તજીને બેઠી સુખ.
માત તાત રાજી થયાં, પુત્રિનું રીજ્યું મન;
પિરોશાએ તેડાવી કહ્યું, પરસન થઇને મન.
જાન લઇ આવો તમે. એવું કહ્યું મુખે ત્યાંય;
મોટાં કામ જો કીજીએ, તો વાધે જસ જગમાંય.
ગુણ ઓશીંગળ થાઓ એહને, તો હરખે મારૂં મન;
હશી કરી એમ બોલીયા, સ્વામી સાથે વચન.

## ચોપાઇ.

ત્યારે મુજફરશા બોલ્યો વાણ, સાંભળ રાણી ચતુરસુજાણ;
નવ કેહેવી તે કોહોછો વાત, કહાં ગાંધરવ કહાં માનવ જાત.
દેવતાને દુલભ છે વસ્ત, તે માનવી કેમ જાયે હસ્ત;
કુંવરી કેરૂ રાજી છે મન, વળી માત પીતા છે પ્રસન;
વળી તારી સંપુરણ મેહેર, કરો કામ એ રૂડી પેર.
ગુણ ગાઓ તો કરો એ કાજ, આશીંગણ થાઓની આજ;
કરવું આપણે એનું કાજ, એવો સવાલ કરચો તે જગ.
કાસદ એક આવ્યો તટલે, બોલાવ્યા રાયને એટલે;
કાગળ એક કરમાં આપો જાણ, મુખ થકી તે બોલ્યા વાણ.
પીરોજશાએ મોકલ્યા આંય, મહીં લખ્યા પ્રમાણે કરજો તાંય;
શ્રી જંજીરા છે ગામ, મુજફરસા રાજાનું નામ;
લખીતંગ શરગપુરી શુભ નામ, પીરોજશાના કંડ પ્રણામ;
લખી વીનતી એક છે સાર, બંકાવલી છે મારી કુમાર.
તેનો જાય છે કન્યાકાળ, નથી ગમતો ગાંધરવનો બાળ;
નછાવર વરે છે સહી, એમાં આપણો કાંઈ જોરો નહી;
કેહે છે માનવની સાથે વરૂં, નહીતર દેહ પાડીને મરૂં.
એવી હોડ પાડીને રહી, માટે એને શું કહીએ આહીં;
શીરકસ્તાન તણો છે ભુપ, તેનુ પટ માંહે દીઠું રૂપ.
તેની ખોળ કરી લાવજો. જાન લઈ વેહેલા આવજો;
અહી સામાન કરીએ તૈયાર, સાત દીવસમાં આવજો આહાર.
એવું પત્ર વાંચ્યું તે દન, મુજફરશાનું હરખ્યું મન;
વેહેચ્યા ગોળ ધાણાને પાન, સજન તેડાવી બોલ્યા વાણ.
તેડયો કુંવરને આણી ઉલાશ, મુજફરશાએ બેસાડયો પાસ;
ગાંધરવ મળ્યા છે અપાર, તે સર્વેમાં વધારે ભાર,
એના બળપ્રાક્રમનો પાર જનથી, સેહેસ્ત્ર ગદ્ધસમા રચ્યા સર્વથા;
મુકાવી મારી દીકરી, તે ગુણ કેમ જાણે વીસરી;
મુજ પુત્રાને તો ભગની કહી, તે વચન તો લોપાએ નહી.
નહી તો કરત તમારી દાસ, સેવા કારણ આપત તમ પાસ;
માટે ભાઈ મારાની દીકરી જાણ, તેને કબુલ કરચો રાજન.
એમ કહીને તીલક કરયું, શ્રીફળ સોપારી કરમાં ધરયું;
જાણે તારા મધ્યે જેમ શશી, એવું રૂપ રહ્યું છે હશી.
ગાંધરવ સરખા ગોરા ગાત્ર, રાજકુંવર આગળ તૃણમાત્ર;
રૂવેબચ્યા ઘણી હરખી કાય, પીઠી ચોળી રાજાને તાય;
દીવ વસ્ત્ર સોળે શણગાર, નાટરંગ થાય અપાર.

દુહા.

સ્વરગપુરમાં ખુશાલી થઈ, શણગારૂં આખું ગામ;
ઘેર ઘેર તોરણ મોતી તણાં, ચીત્રવિચીત્રનાં કામ.
ચંદરવા ઘેર ઘેર જરી તણા, મુખમલ બીછાનાં સાર;
રોસનાઈ ઘણી થઈ રહી, ઉદેકાર છે હારોહાર.
રંગ તાન વાજે ઘેર ઘેર, છત્રીસે વાજાં વાય;
નરનારી સહુ મગન છે, કરે ખુશાલી તાંય.
ભક્ષ ભોજન ભલી ભાતનાં, અમરત વરતુ આહાર;
નગર ભોજન નીત્યે કરે, શોભા અપરમપાર.
રાજમંડપ તણી રચના, કહેતાં કહી નવ જાય;
વીશકરમા ભુલ્યા ભમે, તેથી બહુ રચનાય.
રતનમણી જડાવ સહુ, મોતી લીલમ લાલ;
શુવરણ સ્થંભ શોભી રહ્યા, શોભે પાટ પરવાળ.
તકીઆ ગલેઆ જડાવના, રંગ બેરંગી ખાટ;
જાગહુળ જોત ઝળકી રહી, નવ જાણે દીવશ કે રાત.
ઈંદ્ર પુરી કોણ માત્ર છે, એવી મંડપ રચનાય;
પીરોજશાહા હરખીઆ ઘણું, આણંદ અંગ ન માય.
બંકાવલીને ખુશી ઘણી, પીઠી ચડી છે કાય;
આભુશણની ગણતરી નથી, ત્યાં સો દાશી કરે રક્ષાય.
અપછરા ને સઘળી સુંદરી, સહુ ઉદેકાર ઉદ્યોત;
આભુશણ વસ્ત્ર સોભી રહ્યાં, જાણે વીજળી કેરી જોત.
રંગ રાગ બેઠાં કરે, બંકાવલીની પાસ;
હાસ વીનોદને ચાતુરી, સહુ મનમાં હુલાસ.
લગન દીવસ આવ્યો તહી, મુજફરશા લાવ્યા જાન;
ઉતારો આપ્યો સહી, દીધાં ઝાઝાં માન.
રૂપેભર્યાં હોસનાં બે બહુ, અવર બીજી બહુનાર;
પુરૂસ પ્રતાપીક પ્રાક્રમી, ગાંધરવના કુમાર.
જાનની પાસે સહુ ઉતરયા, ઉતારીઆ રાય;
તારા મધે જેમ ચંદ્રમા, તેમ શોભે કુંવરની કાય.
એવું રૂપ શોભી રહ્યું, જોતામાં હરખ્યા સહુ મન;
આંખ ટાઢી સહુની થઈ, નગરવાશી સહુ જન.

ચોપાઈ

આવી બેઠા સહુ અન્યોઅન્ય તાંય, આણંદ સહુકોને મનમાંય;
સહુ સજન સહોદર મળી જોડ, પોત્યા સહુના મનના કોડ.
ખાનપાન કરાવ્યાં તહી, લગન તણી તો વેળા થઈ;

ખંકાવળીને શણગારી તહી, તેની ઉપમા નવ જાએ કહી.
વાળે વાળે મોતીની લેહેર, પેહેરીને બેઠી છે ઘેર;
નેત્ર અણીઆળી અંજન સાર, કંઠે આભુશણનો નહી પાર.
કાને ઝાલની ઝલકે જોત, જાણે ભાનુ થાય ઉદ્યોત;
લેલાટ ચાંદલો ચળકે સાર, જાણે વીજળીનો ચમકાર.
દંત મધે શોભે રેખાય, જાણે તારા શોભે મુખ માંય;
અધુર મધે શોભે પરવાળ, નારંગી સરખા શોભે ગાલ.
કુચ ઉપર કંચુકી તંગ, તે મધે જડાવ છે નંગ;
તે ઉપર છુટી છે વેણ, જાણે મણીધર કેરી ફેણ.
વસ્ત્ર કસુંબી જાકમ જોળ, મુખ મધે શોભે તંબોળ;
પહેરાવો ચુડો હાથી દંત, તેની શોભા દીશે અનંત;
વેળીઆં વીંટી કંકણ સાવ, શરવ આભૂશણ રતન જડાવ.
કટીમેખળા શોભે કટી લંક, તેનો વળીઆ આડો અંક;
જેવો જાણે કદલીનો છોડ, તે મધે ક્ષણું નહી ખોડ.
પગની પાની કુમકુમ વરણ, ઠગમગ કરતી ધરેછે ચરણ;
કલ્લાં કાંબી લંગરને હાર, તેના નાદ થાય ધમકાર;
મદ ભરી હાથણી હોય જેમ, ચાલ તેની શોભેછે તેમ.
સજ્યાં વસ્ત્ર શોળે શણગાર, મુખે જપે છે રાજકુમાર;
સ્વામી સ્વામી જપેછે મુખ, કયારે પામીશું તેનું સુખ.
રાજકુંવરને હરખ ન માય, તેની શોભા શી વરણવું આંય;
મુખ શોભે જાણે કમળ સમાન, રૂપે જાણે ઉગ્યો ભાણ.
નેત્ર જાણે મોહનીનો ફંદ, ભ્રગુટી જાણે પુનમનો ચંદ;
કપાળ શોભે દીપ આકાર, નાશીકા જાણે તેગની ધાર.
એવું રૂપ રહ્યું છે વશી, જાણે આભમાં સુરજ શશી;
કાને કુંડળ શોભે છે વીશાળ, મુગટ માંહે શોભેછે લાલ.
શોભી રહી છે વાંકી પાઘ, શીરપેચ જડીત્ર બાંધો તે જાગ;
ફરતી મોતીની તાંહાં જુલ, શોભી રહ્યાં તે માંહે ફુલ.
હીરા દંત શોભે છે વીશાલ, વાણી સુણતામાં અતિવહાલ;
કંઠે છે મોતીની માળ, શુભ તીલક કરયું છે ભાળ.
જરીનો વાઘો શોભેછે ઉદ્યોત, જાણે દીનકર કેરી જયોત;
કટીલંક જાણે કેસરી, જોતાં આંખ સહુ દેખાની ઠરી.
જાણે ઇંદર સભાનો રાય, તેથા અધીક શોભે માનવની કાય.

દુહા.

લગન સમો થયો તહી; વર ઘોડે થયો તઇયાર;
રૂપાળા શોભી રહ્યા, તેની સોભા અપરમપાર.

દીવ વસ્ત્ર સોભી રહ્યાં, ઘોડે થયા અસવાર;
બીજાં વાહન સોભી રહ્યાં, કેટલો કહુ વીસ્તાર.
હસ્તી ઘણા કલોલમાં, રતન જડીત છે સહુ સાજ;
પગમાં. તોડા સોનાતણા, સોભી રહ્યા ગજ રાજ.
ધજા નેજા ઝળકી રહ્યા, થાય છત્રીસે નાદ;
ઢોલ ઢગકા વાગી રહ્યા, કાંને ન પડે સાદ.
રૂસનાઈની સોભા કેહેવાતી નથી, અપરમપાર અપાર;
મતાબ છુટે તાંહાં બહુ, ઊદોતકાર તે ઠાર.
અપછરા નજર તાંહાં કરે, તેની સોભા કહી નવ જાય;
મુજફરશાહ જાણે સહી, તે હરખ અંગ ન માય.
જાદરણી પાછળ થઈ, રૂવેગચ્યા હોસનહાર સાર.
અવર અપછરા અતી ઘણી, તેની શોભા અપરમપાર;
નગરવાશી સ્વરગપુરી તણા, જુવે સઘળાં લોક.
મુખ જુવે વરરાયનું, સમી જાયછે શોક;
છજાં જરૂખાં અટારીયો, કોઈ જાળીયામાં કોઈ બાર.
જોવા કારણ સહુ નીસરયાં, નાહાના મોટા નરનાર.
ઈંદ્ર તણી સહુ અપછરા, તે શોભા કહી નવ જાય;
તે જોઈ મુખ વર રાયનું, ગન મગન થઈછે કાય.
કામ દેવથી અધીક છે, ઈંદ્ર રાજા કોણ માત્ર;
દીવ્ય વસ્ત્ર ઝળકી રહ્યાં, ઘણી શોભા છે ગાત્ર.
ઘેર ઘેરને બહાર બહાર, વર વખાણેછે રૂપ;
ધન ધન એ માનવી, મરત લોકનો ભુપ.
ધન ભાગ્યેગ બંકાવલી તણું, એ નરનો ઝાલશે હાથ;
જનમ સફળ એનો થશે, એમ કરે સહુ વાત.
ફેરવ્યો વરઘોડો શેહેરમાં, પછે ગયા મંડપ દવાર;
તાંહાં જઈ ઉભા રહ્યા, વરત્યો જેજેકાર.
રાણીએ લીધો પોંખીને, બેસાડયો માહેર માંહે;
અંતર પટ વચમાં ધરી, કન્યા પધરાવી તાંહે.
વેદની ધુન બ્રાહ્મણ કરે, જોશીએ સારયાં લગન;
હસ્ત મેળાપક તાંહાં કરયાં, આણંદ થયા સહુ મગન.
કુળ રીતતો તાંહાં કરી, પોહોંત્યા મનના કોડ;
નર નારી પરણીને ઉઠીયાં, બેઉએ જુગતે જોડ.

ચોપાઈ.

કુળ આચારની રીતો કરી, રાજકુંવરને કન્યા વરી.
પોહોતી મનડા કેરી આસ, થયા પ્રસન આણી ઉલાસ;

ફરેચા મંગળ ખાધો કંસાર, જેજેકાર વરત્યો તે ઠાર.
કન્યાદાન આપ્યું તે રાય, આણંદ તેને અંગ ન માય;
આપ્યા મણી મુગતાને માલ, વાહાનઅશ્વ અને સુખપાલ;
દીવ્ય વસ્ત્ર આભુશણ સહી, તેની શોભા નવ જાએ કહી.
આપીયા મોટા મેહેલ આવાસ, શેવા કારણ આપી દાસ;
અષ્ટમાશીધી નવનીધી શહી, કશી વાતની ઉનામત નવ રહી.
વાજતે ગાજતે કરયાં વીદાય, સજન સરવે મળવાને જાય;
મેહેલમાં ઉતરયાં નરનેનાર, રાજકુંવરને કરયો જુહાર.
મળી બેઠી સહુ ગયા મુકામ, પોહોતી મનડા કેરી હામ;
બંકાવલી બેઠી સ્વામીની પાસ, કંઠ માંહે ઘાલીને હાથ.
પ્રેમેપ્રેમ ગયોછે તાંહાં મળી, પોહોતી બેહુ જણાના મનની રળી:
હાસ વીનોદ કરે વીહાર, નર ચુંબન કરેછે ગાલ;
ઉમંગ ઉપન્યો બેહુને તાંહે, કામાતુર થઈ બેઉની કાય.
સુખસેજ્યા ઉપર સુતાં જઈ, અમુલ મોતી વીંધાયું તહી.
વીનતાને પોત્યો અભીલાષ, કંઠ વળગીને સુતી પાસ;
ચારપોહોર રજની રંગે રમી, વરેહની વેદના સઘળી સમી.
પ્રાતસકાળ થયો પછે ત્યાંય, વીનતા પાશેથી ઉઠયો રાય;
દંત ધાવન સ્નાનજ કરી, સજી સણગારને બેઠા ઠરી;
બંકાવલી એકલી તહી, રૂપેબચ્યા તાંહાં મળવા ગઈ.
શરીર તણી તેને સુધી નથી, નગનરૂપ સુતી સરવથી;
છુટી વેણ વીખરાયા વાળ, દંતનો ઘાઓ દીસે છે ગાલ.
અધુર રંગ પરવાળા સહી, તે પરીક્ષા દીઠી તહી;
કુચ ઉપર નખ વાગ્યા અપાર, ગતીભંગ દીઠી તે નાર.
રૂપેબચ્યા મન હરખી રહી, ઇછા એની પૂરણ થઈ;
બંકાવલી કહી દીધો સાદ, ઉઠો બેહેન આણી ઉલાસ.
નીરભે થઈને સુતી નાર, કાજ થયાં હવે મનનાં સાર;
એવાં વચન સુણી તે ઠાર, ઝડપ કરીને ઉઠી નાર.
વસ્ત્ર સજીને ઉભી થઈ, રૂપેબચ્યાની પાસે ગઈ;
બેઠી બેહેન તે બંને પાસ, અન્યો અન્ય કરે છે હાશ.

દુહા.

રૂપેબચ્યા સુખ ઓચરી, તારી પોતી મનની આસ;
સુખ સાગર તે ભોગવ્યું, સુતી સ્વામીની પાસ.
બેહેન તુજ પ્રતાપથી, પોત્યા મનના કોડ;
લાહાવો લાખેણો લીધો સહી, સુખ ભોગવ્યું જુગ તેજોડ;
હાસ વચન તુજને કહ્યું, મારા બાગ તણે મોઝાર;

નરનું સુખ કેવું હશે, મુજને કોહોની નાર.
ત્યારે બંકાવલી સુખ ઓચરી, કેહઆશક માશુકનીયાથ;
સુઘડ નરની સંગે રમે, તો સંદેહ મનનો જાય.
સ્ત્રીને સુખ સ્વામી તણું, જાણુ નથી કાંઇ એગાં સાર;
એ વાતનો સંદેહ ભાગશે, જ્યારે તું પરણશે નાર.
એમ વીનોદ કીધો મળી, પછે માગી વીદાય;
માતા પીતા પુત્રી તાંહાં થકી, બંજીરાઘડ જાય;
રાજા રાણીને મળ્યાં, રાજકુંવરને કરચો જુહાર;
માગી રજાને તે ગયા, સરગપુરમાં રહ્યો રાજકુમાર.
જડીત મેહેલને માળીયાં, ઉગરાવતીનો વાસ;
વઈભવ ભોગવે ભલી ભાતનો, નરનારી બેહુ પાસ.
કનક શીહાસન બેઠા સહી, શીરપર ચમર ઢોળાય;
છત્રીશે વાજાં વાજી રહ્યાં, બીજો ઇંદ્ર સભાનો રાય.
રંગમંડપ અતી રળીઆમણો, તેની શોભા શી કહુંમુખ;
તહાં અપછરા નરત કરે સહુ, લેશ માત્ર નહી દુખ.
ગાન કરે સહુ તારૂણી, ઉમેદ આણીને અંગ;
બંકાવલી બેસે સહી, સ્વામી કેરે સંગ.
દેવાંગના સહુ દેવ તણી, તે માનવને દે છે માન;
બંકાવલીની દાશી છે, માટે કરે છે ગાન.
શસ્ત્ર અપસરા છે સહી, એકએકથી રૂપ ઉદાર;
તે સરવની સરદાર છે, બંકાવલી ગુણ ભંડાર.
માટે સહુ આધીન છે, શરવ રહીને હજુર;
સુખ ભોગવે છે નરનારી તણું, દીન દીન વાધે નુર,

## ચોપઈ.

ઘણા દીવશ એમ ભોગવ્યું સુખ, રાજકુંવર પછે બોલ્યો મુખ
બંકાવલી પ્રત્યે બોલ્યો વાણ, સાંભળ વીનતા ચતુર સુજાણ.
માતા પીતા શહોદર જન, તેને મળવા કેરૂછે મન,
લાખા મનમાં ધરતી હશે દુખ, તજી બેઠી હશે સરવે સુખ:
મારે વીજોગે તજશે પ્રાણ, તેની હત્યા મુજશીર જાણ.
ત્યાં પણ બાગ બગીચા મેહેલ, તાંહાં જઇને કરીશું સેહેલ;
જો તારા મનને ગમે નાર, તો મળીએ કુટુંબ પરીવાર,
હેવાં સ્વામીનાં સુણી વચન, પ્રસન થયું વીનતાનું મન;
તમને ગમતુ હોએ ભરથાર, તો વહાણે વાતે જઇએ તેઠાર:
માત પીતાની જઇ માગુ રજાય, કાલે કુચ કરીશું રાએ.
એમ કહી સંતોખ્યો કંથ, માગી શીખ લીધો તે પંથ;

જીહાં છે પોતા કેરી માત, તેની આગળ કહી માંડી વાત.
દુખ ધરેછે મારો સ્વામીન, તેને પીતા મળવાનું મન
હું પણ સ્વામી સાથે પળુ, સગાં સહોદરને જઈ મળુ.
માટે માતાજી રજા દીજીએ, વહાણું વાતે શીઘ્ર કીજીએ;
હેવાં પુત્રીનાં સુણી વચન, હરખ્યું તે નારીનું મન;
તેણે સ્વામીને વીનંત્યો જઈ, હકીકત પુત્રીની કહી.
પૂત્રી જમાઈ માગેછે રજાય, આપો તો પોતાના દેસ પલાય;
માટે વીદાય કરો નરને નાર, મળે જઈ કુટુંબ પરીવાર.
તારે રાજા થયો રલીઆત, રાણી પ્રત્યે બોલ્યો વાત;
કાલે સવારે કરીશું કામ, પહોચાડસું પૂત્રીની ઠામ.
એમ રાણીની સાથે બોલ્યો રાય, પછે તે વીનતા આવી તાંય;
બંકાવલીને કહ્યું તે ઠાર, કાલે વીદાય કરીશું નાર;
તારા બાપે કહ્યુંછે સુખ, પુત્રી કેરાં ટાળીશું દુખ.
આપીશું ગજ રથને તોખાર, વદાય કરીશું રાજકુમાર;
ઘણો હરખ તે મનમાં ધરી, પાછી સ્વામી પાસે પરવરી;
સઘળી વાત વીસ્તારી કહી, સુખ સેજા ઉપર સુતી તહી.
વીનોદ કરતાં વીતી રાત, ઉગ્યો રવી થયો પ્રભાત.
દંત ધાવન કીધું અસનાન, પરમેશ્વરનું ધરીયું ધ્યાન;
અમરત મેવા કીધા આહાર, હવે તેડાવો રાજકુમાર.

દોહા.

પીરૂશા મન રીજીઆ, તેડાવ્યો રાજકુમાર;
પાશે લઈ બેશાડીઆ, સભાના મહી શાર.
શરપાવ લાખેનો આપીયો, આભુશણ અમુલ;
વસ્ત્ર આપ્યાં ભલી ભાતનાં શોભા શી કહુ અતુલ.
માણેકલાલ લીલમ સહી, મુગતા મણી માહા મોટ;
ભરી પેટીયો તીહાં સહી, તેને શાની ખોટ;
અશ્વ આપ્યા એકસો તાંહાં, પંખાળા તેની જાત;
ગગન મારગે પરવરે, અલખી પટાળી ભાત.
હસ્તી એક ઐરાવતી, અંગે શોભે શુભ સાજ.
પલાણ કરતાં મોતી શહી, મધે જડીત પુખરાજ;
વાહન બીજાં અતીઘણાં, તેની શોભાનો નહી પાર;
કવી કહે શું વરણવું, એક રથના આ ઠાર.
એકસો દાશી આપી શહી, એક એકથી અદકૂ રૂપ;
શો રાક્ષસ આપ્યા હલેલમાં, તે સાથે બોલ્યો ભુપ.
શીરકસ્તાન મુકીને આવજો, પાછા આપણે મુકામ;
કુલના પ્રમાણે મુકજો, એમ બોલ્યો તે ઠામ;

બંકાવલીને સાસર ત્યાંથી કરચો, અપરંગપાર અપાર;
આભૂશણ ભાત ભાતનાં, વિદાય કરચો તે ઠાર.
નરનારીને વીદાય કરચાં, સજનને મળવા જાય;
મળી ભેઠી પાછા ફરચાં, આણંદ અંગ ન માય.
રાજાને રાણી પાછાં ફરચાં, મળી ભેઠી તે દીશ;
રાજકુંવરે ત્યાંથી કુચ કરચું, સસરાને નામી શીશ.
વાજતે ગાજતે પરવરચાં. કુચ મુકામે જાય;
રાક્ષસ સાથે ઝલપમાં, આણંદ અંગન ગાય.
થોડા દીવસમાં આવીયાં, શીરકસતાન મુકામ;
પોતીકા બાગમાં ઊતરચા, પેહોતી મનની હામ.
ખબર થઇ રાણીને તહી. લાખી એમુદા નાર;
દૃખ ગયું દીલડા તણું, તેણે સજ્યા સોળ શણગાર.
આવીને ચરણે નમી, આલીંગન દીધું તે ઠાર;
સુખના સાગર ઉલટ્યા, મળીયા રાજકુમાર.
•બંકાવલી ભેઠી જઇ, તે પણ રાખી સાથ;
ત્રીજી નાર હું તમ તણી, એમ કહીને જોડ્યા હાથ.
એમ મળી ભેઠી સહી, ત્રણે નાર તે ઠાર;
ઇંદ્ર તણી શોભા સહી, શીધ કરે ત્રણે નાર.

ચોપાઇ.

પછે રાજકુંવરે વીચારયું તહી. પીતાને કાગળ લખવો અહી;
ત્રણ નારી હું પરણ્યો આપ, તે પીતા તણો પ્રતાપ.
એવું મનમાં ધારયું તે વાર, ત્રણે રાણીને પુછ્યા સમાચાર;
પીતા માતાને કાહાવ્યું સહી, બંકાવલીને મળવા આવો અહી.
તારે રાણી કહે સાંભળો રાજન, તમને ગમે તે કરો આદીન;
સાસુ સસરાને મળીશું આજ, તો તો શરશે મનનાં કાજ;
એવી વાણી સાંભળી તહી, કાગળ લખવા બેઠા સહી.
પોતે મન આણી હુલાસ, લખ્યો કાગળ ચિત રાખીપાસ;
સ્વસ્તશ્રી શીરકસતાન ગામ, રાજાજી જલદશીંગ નામ.
લખીતંગ તાજલમુખ ગુલામ, કરજોડીને ડંડ પ્રણામ;
કાગળમાં લખીછે વીનતી, લખ્યા પ્રમાણે કરજો પ્રથવીપતી.
તમ પ્રતાપ ભમ્યો હું બહુ, રાક્ષશી માયા જીત્યો સહુ;
આંધરવી લોકને વશ કરચા, તે સરવે તમારી દયા.
અપછરા નારી પરણી લાવીયા, તે સાથે બાગમાં આવીયા;
તે માટે મેં લખી વીનતી, મળવા આવજો પ્રથવીપતી.
તમો મળશો તારે થાશે સુખ, સત માનજો કહું છું મુખ;
માટે કાગળ લખી મોકલ્યો સહી, કાસદ સાથે મોકલ્યો તહી.

એનો પ્રતીઉતર કહાવજો, મળવાને વેહેલા આવજો.

દુહા.

લખી કાગળને આપીઓ, કાસદને તેણીવાર;
શીરકસતાનમાં પરવરો, મારા પોતાનો જયાં દુવાર;
કાગળ જઇને આપજો, સભા તણો જ્યાં સાથ;
બીજા હાથે જાય નહી, આપજો હાથોહાથ.
એવું કહીને મોકલ્યો, શીરકસતાન તેણીવાર;
જઈ કરીને પોહોચીઓ, ચાર ગડી મોઝાર.
સભા ભરી બેઠા સહી, કચેરીમાં તેણીવાર;
ત્યાં કાસદે જઈ કરી, નમીને કરયો જુહાર.
માહારાજ કાગળ લીજીએ, એમ કહીને આપો હાથ;
રાજાએ કાગળ જોઈ કરી, વાંચ્યો રૂદીઆ સાથ.
ઊકેલીને વાંચીઓ, ખુશી થયો મન માંહે;
ધન ધન દાહાડો આજનો, ઉઠયો સભાથી તાંહે.
વજીર તેડી વાણી કહી, કાગળ આવ્યો આજ;
સાંભરવ લોકને વશ કરી, કન્યા લાવ્યો વીખ્યાત.
માટે ત્યાં જાવું સહી, લાવ્યો પદમણી નાર;
અપસરા સહીત તે આવીઓ, ચાલો તેડે રાજકુમાર.
જનાનો તઈયાર કરો, જઇને કહ્યા સમાચાર;
પછે કાશદને આપી આગ્ના, તે ગયો બાગ મોઝાર.
હકીકત સહુ માંડી કહી, મળવા આવે રાજા આ ઠાર;
પછે રાજકુંવરે વસ્ત્ર ધરયાં, નારીએ સજ્યા શણગાર.
સજ થઇને સહુ બેઠાં, જુવે વાટ નીરધાર.
થયો ત્યાં જનાનો તઇઆર, સજ થયો ત્યાં રાય;
ત્યારે ચાર પુત્ર કહે આવીએ, મળવા ભાભીને તાંય.
રાજા કહે ચાલો સહી, અકલ હીણા સાર;
જુઓ એ દેવ કન્યાં લાવીઓ, સુરમાં ગુણકાને દુવાર.
અસવાર થઇને આવજો, મુજ પછવાડે રાજ કુમાર;
જુઓ ચતુરાઇ કુંવરની, પછે કરજો મન વીચાર.

ચોપાઈ.

આવ્યાં માબાપ મળવાને કાજ, મળી ભેટીને બેઠાં આજ;
પોતાને વીતીતી તહી, માબાપ આગળ માંડી કહી.
બકાવલી આવીને ચરણે નમી, સાસુ સસરાના મનમાં ગમી;
ઘણુ ખુશી થયા તેણીવાર, મુસતક હાથ મુકયો તે ઠાર.
સભા સહુ ત્યાં અચરત થઇ, ખુશાલી સહુને વાધી તહી;
ખાન પાન કરાવ્યાં મુખવાસ, મન મધે આણી ઉલાશ.
પછે પોતાએ માગી રજાય, સભા સહુને કહે છે ત્યાંય;

આલો સવારી કરો તઇઆર, બંકાવલીને આશીશ દીધીસાર;
મળિ કરીને ઘેરજ ગયા, રાજકુંવર તે ઠામે રહ્યા.
એમ કરતાં ગયા બહુ દન, તાર પછે શું વીત્યું તન;
સરવે સાથે રંગે રમે, ભોજન મનભાવતાં જમે;
પછે નારીને ગરભ રહ્યો, બંકાવલીને પુત્ર થયો;
ઘણા દીવસ એમ કરતાં ગયા, રાજકુંવર તાંહાં મોટા થયા.
વરસ સાતનો થયો જેટલે, રાજ રીત સમજ્યો તેટલે;
બંકાવલી ઘણું હરખી મન, સ્વામી પ્રત્યે બોલી વચન.
એનો જનમ લખાવો અહી, રાજકુંવરે સાંભળયું તહીં;
જોશી તેડાવી કીધું કામ, જોશી બોલ્યો તેણે ઠામ.
નામ બળવંત પાડોજી તમો, લેખ પ્રમાણે કહું છું અમો;
એવું સાંભળી થયા રળીઆત, પાડયું નામ મળી બહુ સાથ.
વળી જોશી બોલ્યા તે ઠાર, રાજકુંવર પ્રતે નિરધાર;
ઘણું ભાગ્યશાળી છે એહ, સત્ય કરીને માનજો તેહ.
એહવું સાંભળયું જેણી વાર, હરખ્યા ઘણું તે રાજકુંમાર;
તીહાં ખુશી થયા જન સહુ, જોશીને ધન આપીઉં બહુ.
જોશી પોતાને ઘેરજ ગયા, દ્રવ્ય લેઇને સુખીઆ થયા;
એમ કરતાં થયા બહુ દન, રાજકુંવરે વીચારયું મન.
પુત્ર આપણો મોટો થયો, હેત ધરીને બોલજ કહ્યો;
ત્યારે પુત્ર બોલ્યો તે વાણ, સાંભળો તાત ચતુરતસુજાણ;
દાદાજીને મળવાના કોડ, ચરણ નમીને કહું કરજોડ.
માટે જવા દોને તમો, ખુશી થઇને કહુછું અમો;
ત્યારે વીચારયું પોતે મન, સાંભળ વચન બોલ્યા રાજન.
પુત્રજી તમે કહ્યું નીરવાણ, યાદ આવ્યું જલદપુર જાણ;
તેને તેડવા મોકલ્યો છે દાસ, પુત્રનું મુખ જોવાને કાજ.

દોહરા

રાજકુંવર એમ બોલીઓ, સાંભળ બળવંત તન;
જાઓ મળીને આવજો, આજથી ચોથે દીન. ૧
માણસ દાદાજીનું આવીયું, તમને તેડવા કાજ;
તેની સાથે પરવરો, ઘોડે ચડીને આજ. ૨
ત્યાંથી પુત્ર પરવરયો, શીરકસ્તાન મોઝાર;
રાજસભામાં આવી કરી, ચરણે લાગ્યો તેણીવાર;
ત્યારે જલદસંગ ઘણું હરખીઓ, તેડયો પુત્રને પાસ;
ખોળામાં બેસાડી કરી, ચુંબન દીધું ગાલ. ૪
પુત્ર દેખીને ઘણું હરખીઓ, ઊલટ અંગ ન માય;
ચતુરાઈ દીઠી ચોઘણી, ખુશી થયા મનમાંય. ૫

રાજાએ વીચારયું મનવિષે, ભાગ્યશાળી છે એહ;
હવે હું તો વરૂધ થયો, વિચાર કરયો પછી તેહ. ૬
વજીર તેડયો પોતાતણો, વીચાર કરયો તે સાથ;
વજીરને કહ્યું મુખથકી, એને પાટે બેસાડો આજ. ૭
જોશી બોલાવી પુછીયું, શુભ મહુરત નિરધાર;
તે બતાવો મુજને, નિશચે કરી આવાર. ૮
સભા ભરાઇ બેઠી સહી, ઉલટ સહુને મન;
ગોળધાણા વેંચી કરી, બોલ્યા મુખે વચન. ૯
સભા સહુ જન દેખતાં, રાજાએ કર્યું એ કામ;
બળવંતને તેડી કરી, બેસારયો તેણે ઠામ ૧૦
રાજ્યાસન બેસાડીઓ, વાગ્યાં ઢોલ નિશાન;
જેજેકાર સભામાં થયો, ખુશી થયા સહુ જન. ૧૧
રાજા રાણીએ સાંભળયું, હરખ્યાં ઘણાં મનમાંય;
પુત્રનો પુત્ર રાજ પામીઓ, આણંદ અંગ ન માય.
રાજ ચલાવે આણંદથી, રાજા રીઝયો મન;
ખબર ગઇ કાકા ચારને, તે ઉદાશ થયા છે મન.
આમ છતાં રાજ એ કરે, એ કોના ઘરનો ન્યાય;
મુજ પીતાએ વીપરીત કરયું, એતે શું કહેવાય.
એવું વીચારી નીસરયા ગયા પીતાની પાસ;
ત્યાં જઇ વીનતી કરી, આ શું કીધું તાત.
ત્યારે પોતા કહે પુત્ર સુણો, તમ લાયક ન હોય રાજ;
ઘકોતેર તરશે એ થકી, માટે સોંપ્યું રાજનું કાજ.
તમે રાજ ચલાવવું શીખ્યા નથી, ત્યાં શું કરીએ કામ;
ગુલામી ડાગ દેવડાવીઆ, રમ્યા જુગટું તે ઠામ;
માટે મોટી એબ તમને સહી, સહુ હસ્યા પુરના લોક.
તમો ખાઓપીઓ ખુબી કરો, અલખત ભોગવો અપાર;
હુકમ કરે બળવંતજી, તે પ્રમાણે રહો આ વાર.
એવું કહીને મોકલ્યા, પુત્ર જે પેલા ચાર;
નીચું જોઇને તે ગયા, આવ્યા પોતાને દ્વાર.
તે ખબર થઇ બાગમાં, હરખ્યો ઘણું તે રાય;
રાણીને જઇને કહ્યું તમ, પુત્ર પામીઓ રાજ;
બંકાવળી ઘણું રીઝાયાં, બીજી રાજી બે નાર;
મુજ સદાયરનો પુત્ર તે, પામ્યો રાજકારભાર.
ઘણો હરખ ત્યાં થઇ રહ્યો, વધામણી ઘેરઘેર;
હવે કાગળ આવીઓ, રાજ પામ્યો તેની પેર.
પુત્ર રાજ પોતાનું કરે, પોતે ચલાવે ઘેર;
બાગ બગીચા જોઇ કરી, હરખે છે બહુ પેર.

ખાય પિયે આણંદમાં, ઓછવ થાય ઘેરઘેર;
એ વાત રહી એટલે, કહું ચારે ભાઇની પેર.

ચોપાઇ

ચારે જણા વીચારજ કરે, મનમાં ઘાટ પોતાનો ઘડે;
ઘણી ચતુરાઇ કરે છે સહી, પણ બળવંત સાથે ચાલે નહી.
એમ થઇ ગયા બહુ દન, કાયલી થયા પોતે રાજન;
આકુળવ્યાકુળ પોતાને તન, બોલ્યો બળવંત પોતાને વચન;
દાદાજી એક કહું વીનતી, તે સંભળાવી કાને કથી.
હું બળવંત વલભ છું ઘણું, ન ચાલે ચારે કાકા તણું;
ઘણું બળ મારૂં છે જાણ, ચાર કાકાનું નવ ચાલે વાણ;
ત્યારે રાજકામ ન સોંપ્યું એહને, સત્ય કરીમાનીલીધો મને.
આપઅખતીઆર આપિયો, સંદેહએટલો મનનો ભાગીયો;
એવી મોહોર કરી આપીસહીં, બળવંત નિચિંત બેઠો તહી.
નવ ચાલ્યું ચારેનુ તહી, મનમાં સમજી રહ્યા સહી;
હવે વાત એક નવી થઇ, દાદાજી મરણ પામ્યો સહી.
બળવંત રાજ પોતાનું કરે, કાકાને મનમાં નવ ગણે;
ખાય પીએ ને ખુશી કરે, બીજી વાત મનમાં નવ ધરે.
એ વાત અહીઆંથી રહી, બંકાવળીએ સાંભળયું તહી;
તેણે બળવંતને કહાવ્યું તહી, તમો કાકાને છેહ દેતા નહી.
તમો ડાહ્યાને શું કહીએ કથી, તમને શીખામણ દેવી નથી;
તમો ચઉદ વીદ્યા ગુણજાણ, તેમાં ઝાઝું શું કહીએ વાણ;
વેદપુરાણ કહે છે કથી, પોતા કાકામાં અંતર નથી.
પીતાનું રાજ તે પુત્રજ કરે, ધરમ આણતો તની ફરે;
એવું કાગળમાં લખ્યું છે સહી, કાસદને મોકલ્યો તહી.
જઇ કાસદે કરયો પ્રણામ, કાગળ કરમાં આપ્યો તે ઠામ.
વાંચી હરખીયું અંતકરણ, માતા પીતાના પાસુ ચરણ;
વચન તેમનું મીથ્યા કરૂં, તો રવરવ નરકે સંચરૂં

દોહરા

બળવંત ખુશી આગળો, વાંચ્યું માતાનું પત્ર;
કાકાને ચરણે નમ્યો, આપી મોહોરને છત્ર. ૧
અમલપટો આપ્યો વળી આપો કરનો કટાર;
આ રાજ્યાસન આપું વળા, કીધો બહુ ઉપકાર. ૨
માહારા માતપીતાએ તેડાવીઓ, જઇશું અમારે ગામ;
ખાઓ પીઓ ખુશી કરો, રાખજો પોતાનું નામ. ૩
ચારે ચિતમાં હરખીઆ, દીધી બહુ આશીશ;
માતપીતાની ભકતી કરે, તેને સનમુખ શ્રી જુગદીશ. ૪

પછી આગના માગી સંચરયા, ઊલટ અંગ ન માય
પ્રદક્ષણા કરી પરણીઆ, માત પિતાને પાય.
રૂપ દેખી રીઝી ઘણું, કરી એવાં શુભ કાજ;
આપણે જઈએ બંકાપુરી આપો પુત્રને રાજ.
જોશી તેડયા જુગતશું, દીધાં ઝાઝાં માન;
લગન લાબેણું કહો તમો, રાજ તપે જેમ ભાણ.
ત્યારે જુગતે જોશી બોલીઆ, ગરૂચરૂવ જોગછે સાર;
રાજ બેસાડો રીઝમાં, તપશે એજ અપાર. ૮
વચન સુણી હરખીયાં ઘણું, કીધાં સઘળાં કાજ;
દાન પુન્યં કીધાં ઘણાં બળવંતને સોંપ્યું રાજ.
વીમાને બેસી બેહુ જણા, બંકાપુરી મોઝાર;
માંનવી રૂપ મટી ગયુ, પામ્યાં દેવાની અવતાર.
સુખ ભોગવે સ્વરગનું, પામ્યાં સુરપદ ધામ;
પ્રાક્રમ કીધાં અતી ઘણાં જુગમાં રહ્યું એક નામ;

ચોપાઈ

તેણે સુખે સમસ્યા થિ રામ, જુગમાં રહ્યું એક તેનુ નામ;
અનદાન કીધાં બહુ ઠામ, કરયું જેણે પરમારથનું કામ.
એ પામે વઈકુંઠ ધામ, જુગતે જસ વાધે પુર ગામ;
જુગ જસ મહીમા જેહનો, કહે કવી તેતો જીવતો રહ્યો.

દોહરા

એવાં પરાક્રમ જે કરે, રાખી હઈડાંમાં ધીર;
નામ રહે નવખંડમાં, જેવો વીક્રમવીર.
એ કથા જે સાંભળે, કરે જે પુનને દાન;
આ લોકે જશ પામશે, પરલોકે બહુ માન.
બુધી પ્રમાણે ચાતુરી, ધરીને મન ઉલાસ;
જે ગાય શીખેને સાંભળે, તેનો વઈકુંઠ વાસ.
શ્રોતા વકતા સાંભળો, પહોંચે મનના કોડ;
કૃશ્નદાસ કહે બોલજો, જે જે શ્રી રણછોડ.



# જાહેર ખબર.

આ ચોપડી નીચે લખેલે ઠેકાણેથી વેચાથી મળશે.

**મુંબાઈ**—બુકસેલર સખારામ ભીકસેટ. ઠા. હનમાન ગલીમાં.
બુકસેલર બાળકૃશ્ણ લક્ષમણ. બુકસેલર. ભીમશી માણેક ઠા. ચીંજ બજાર. બુકસેલર દામોદર કચર ઠા. કાળકા દેવીના રસ્તાપર. બુકસેલર ગોકળદાસ હરજીવનદાસ.

**વલસાડ**—બુકસેલર દવારકાંદાસ પરભુદાસ.

**સુરતમાં**—મેહેતાજી કુબેરભાઈ કાશીદાસ ઠા. સગરામપરે. બુકસેલર ફીકાભાઈ પરભુદાસ ઠા. દરીઆ મેહેલ આગળ, બુકસેલર મંચેરજી જમસેદજી ઠા. નાણાવટમાં
બુકસેલર કસનદાસ નારણદાસ ઠા. નાણાવટમાં.
બુકસેલર લલુભાઈ જમનાદાસ ઠા. નવીસડક.
બુકસેલર તીભોવનદાસ ગોપાળદાસ ઠા. નવી સડક;

**ભરુચ**—બુકસેલર ફુલચંદ ખુબચંદ પાસેથી.

**વડોદરા**—બુકસેલર દસરથ રાગોબા તથા રણછોડ મોતીરામ.

**ડાકોર**—બુકસેલર તીભોવનદાસ રણછોડદાસ પાસેથી.

**નડીઆદ**—કાગદી સાદકભાઈ ચોપડી વેચનાર.

**સલુણમાં**—બુકસેલર લલુ જેભાઈ. તથા કાશીરામ જેભાઈ.

**વીરમગામ**—બુકસેલર ભીખા નથુરામ બુકસેલર મુળશંકરલલુ

**વઢવાણ**—બુકસેલર પ્રાણશંકર રામજી, બુકસેલર રામાનંદજી.

**લીંબડી**—બુકસેલર છગન સંગજી.

**ધ્રાંગધરા**—બુકસેલર નરશી જીવા ઠકર.

સામટી લેવી હોય તેમણે પોસ્ટપેડ કાગળ લખી ખુલાસો કરવો. નાટપેડ કાગળ લીધામાં આવશે નહી. મુંબાઈનાં છાપેલાં સંસ્કૃત, હીંદુસ્તાની, ગુજરાતી, ડીકસનેરીઓ, નાટકો, જઇન ધરમનાં; તથા વઇષ્ણવ ધરમનાં, વારતાઓ, તથા કાયદાઓ, પેહેલેથી તે સાતમી સુધીના અરથ, તરજુમાઓ, અને વઈદકનાં પુસ્તકો વિગરે બીજી ઘણી ખરી જાતનાં પુસ્તકો અમારી પાસેથી ઘણી સરસ છાપને સસ્તી કીમતે મળશે.

**બુકસેલર જગજીવનદાસ દલપતરામ.**
ઠા. અમદાવાદમાં બાલેટનની હવેલીમાં.